લેખકનાં

**હવે પછી પ્રગટ થનાર**

**પુસ્તકો**

ઉત્તર રામચરિત : સમશ્લોકી અનુવાદ

શાકુન્તલ : સમશ્લોકી અનુવાદ

અંતરાય : વાર્તાસંગ્રહ

# આતિથ્ય

'ગંગોત્રી' અને 'નિશીથ'નો અનુગામી કાવ્યસંગ્રહ

ઉમાશંકર જોષી

ભારતી સાહિત્ય સંઘ

પો. બો. ૭૩ : અમદાવાદ :: મુંબાઈ : પો. બો. ૯૭૮

## શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખને

સાંભ-જનોને જાણ્યું તે શું કળા કહીયે ભલા ?
હૃદય હરવું તે તો સ્નેહીજનોની હશે કળા.

પૂર્ણાનુક્રમ પૃષ્ઠ

# નિવેદન

વર્ષા નીતરેલા કોઈ બપોર પછીના ટાણે
લીલાં પર્ણોમાં ગળાતા મૃદુહાસ તડકાને
હૃદય ભરીને કદી ગાઈ જો શકું તો ધન્ય !
હૈયે હૈયે પૂરું એને, જીવ્યાલ્હાવો શો અનન્ય !
અણગાયું જે છે તેની આશાએ, હે કવિમન !
પૃથ્વીતીર્થે ચંચૂ ભરી, કરો ઊચે ઉડ્ડયન !

૨-૧૦-૧૯૪૬

# વાટડી

વાટડી, વન રે વગડાની હું વાટડી.
ભટકું હું ભમતી ડુંગરને માથે,
રમતી રુમઝુમતી નદીઓની સાથે,
લેતી કુંજોને કોડભરી બાથે;
ધરતી માથે શું સેંથી પડી: વાટડી૦

ઓતરદખ્ખણ આમતેમ અટવાતી,
વનની તે વીજળીશી ચોગમ વીંઝાતી,
પંથીને દેખીને સામેથી ધાતી,
સૂના વેરાનમાં હું આથડી: વાટડી૦

પગલાં નીચે મારી કાયા પીલાતી,
જળની પથારીએ પડતાં વીલાતી,
અહીંથી ફેંકાઈ સામે તીરે ઝીલાતી,
ચાટું આકાશ ગિરિએ ચડી: વાટડી૦

ઘેલી ગુફાઓ ને કોતરોમાં ઘૂમતી,
વનરાને માથે કો તેગ સમી ઝૂમતી,
અભિયાગતના રહું પાવલિયા ચૂમતી,
ઘસી મેં એને કાજ જાતડી.
વાટડી, વન રે વગડાની હું વાટડી.

૧૧-૧૦-૧૯૪૪

## આજ સવારે

આજ સવારે મનડું મારું ઊડુંઊડું થાય,
ફૂટતાં કિરણોને ભેટવાને સામું દોડવા જાય.

ઓ રે ઓ અધીર પંખી, પ્રાચીદ્વારે વધાઈ તું ગાશે ?
મારા આ આટલા ગીતને તારી પાંખે તું લેતું જાશે ?

રંગની ટશરે મલકી ઊઠી ગગને હે મેઘબાલા,
હૈયાના મારા રંગનાં પુષ્પોની લેતી જાને આ માલા.

હવા, તારા મઘમઘતા અર્ઘ્યે પૂર આ મારી સુવાસ.
આકાશ, છાઈ દે વિતાને તારે આ રે હૈયાનું હાસ.

આજ જોઈ સરસાઇ થતી આ પ્રાચીનું મુખ શું હસે !
ઊડુંઊડું થતું મન એ સ્મિતના ઉછાળ ઝીલવા ધસે,

ક્ષણમાં આંબશે ક્ષિતિજઆરા,
ભેદી અહો ! દિક્કાલની કારા,

પાંખ પસારીને લેતું સેલારા ભર્ગ વરેણ્યમાં લસે.

૧૨-૧૦-૧૯૪૫

## બલિ

મૂઠી જેવડું મંદિર મારું
ને મુરતી તારી વિરાટ !
વામન બનીને આવવું હોય તો
આવજે હૈયાને ઘાટ.
હું જો પાવલિયે તારે ચંપાવા
આવડો થાઉં અધીર,
તો તને તારું માન જરીક જ
છોડતાં શેની પીડ ?
પ્હેલે પગથિયે ચાંપજે મારા
હૈયાના હીણા રાગ,
બીજે હળાવજે દ્વેષ દાવાનળ,
ત્રીજે તૃષ્ણાના ડાઘ.
અરધો ઉપાડીને પગ તું થંભીશ
કે રખે વાગે શૂળ
વાસનાની મારી, ત્યાં તો તને જોઇ
ઊખડશે એ સમૂળ.
બલિ મારે થવું આજ બરોબર
આવ તું આણી વાટ;
મૂઠી જેવડે મંદિર મારે
મૂર્ત હો તારી વિરાટ.

૨૩–૫ ૧૯૪૫

# પ્રાર્થના

સંપૂર્ણતા હુંથી પરી રહો સદા;
આનંદ માગું હું અપૂર્ણતાનો.
હમેદમે કૈંક થવા મથી રહું.
મથામણોની ન મણા હજો મને.

ચડી, પડી, આથડી કાળભેખડે
પંજા વડે બાઝી રહી કહીં કદી,
ચાલું જરી ગોઠણિયે ટગુમગુ;
ડગેડગે આખડી આખરે લડી
રે ટોચ છોને સર ના કરી શકું,
મારી રહો મોજ મથામણોની.

આકાશમાં તારકજૂથ વચ્ચે
ઝમી રહ્યું જે લલચાવનારું
ઝમી રહો તે ધ્રુવલક્ષ્ય ત્યાંનું ત્યાં;
એ જોઉં છું એ જ મને ઘણું છે.
એ વ્યોમ કેરો ચમકંત, હાથમાં
તારોડિયો તોડી મને ન આપશો.
એ ધ્યેય તો દૂરનું દૂર છો રહો,
આદર્શ આકાશ વિષે જ છો વસો.
આધાર આગે ડગ માંડવામાં
બની રહે,—ના બસ એટલું કે?

માગું: રહો દૂરનું દૂર લક્ષ્ય તો,
ઉતારશો ના ધ્રુવને ધરા પરે.

સંપૂર્ણતા દૂર રહો; સદા મને
હો ઊણપોના ઉકળાટ અંતરે.
વિશ્વે હું જે વારસ ચેતનાનો
વિરામ વાંછું નહિ પૂર્ણતાનો.
ઊણો છતાં માનવ થૈ રહું; મને
અધૂરપોના બહુ ઓરતા; મને
કદી ન ઓછી ઉરઓછપો હજો,
કે ખોડ કે ખાંપણ કેરી ખોટ,
કે હીનતાની ન હજો કમીના.
છે સિદ્ધિ સાચી મુજ હીનતા જ.

સંસારના ચાક પરે ચડેલો
માટી તણો આકૃતિહીન પિંડ,
એમાંથી જે ઘાટ ઘડાય મારો,
ન એ હજો પૂર્ણ સુરેખરૂપ કે
રહે ન તારે અવકાશ લાડની
બેએક મીઠી ટપલી લગાવવા,
આત્માધિદેવા, બસ એ જ માગું.

૧૯૪૧

## અમે ગાશું

અમે ગીત ગગનનાં ગાશું
રે અમે ગીત મગનમાં ગાશું.
કલકલ કૂજન સુણી પૂછશો
તમે: અરે છે આ શું? રે અમે૦—
સૂર્યચંદ્રને દિયો હોલવી, ઠારો નવલખ તારા.
હથેળી આડી રાખી રોકો વરસંતી જલધારા.
અમે સૂરસરિતમાં નાશું. રે અમે૦—
જુઓ રાતદિન વિહંગ કોડે કર્યા કરે કલશોર,
સાંજસવારે કોકિલ બુલબુલ, મોડી રાતે મોર.
જંપ્યા વિણ ગાયે જાશું, રે અમે૦—
પંખી માત્રને મુનિવ્રત આપો, ચૂપ કરી દો ઝરણાં,
પૂરો બેડીમાં હૃદયહૃદય પર નર્તન્તાં પ્રભુચરણાં.
ઉર મૂકી મોકળાં ગાશું, રે અમે૦—
પ્રચંડ જનકોલાહલ વીંધી ઝમે બ્રહ્મરવ ઝીણા,
જંપી જાય જગ ત્યારે ગાજે તિમિરની અનહદ વીણા.
એ રહસ્યસ્વર કૈં લ્હાશું, રે અમે૦—
બાળક હાલરડાં માગે ને યૌવન રસભર પ્યાલા,
બૂઢા ભજનભણકાર ચહે—એ આપે કોઈ મતવાલા.
અમે દિલદિલને કંઈ પાશું,
રે અમે ગીત ગગનનાં ગાશું.

૨-૯-૧૯૪૫

# પ્રસ્થાન

ત્રંબાળુ ગગડે જ્યારે ઉરે સ્પંદનસ્પંદને,
ને બે-કાંઠે યુવાનીનાં ધપે પૂર રગેરગે,
સીમાઓ-ક્ષિતિજો તૂટે વેધુ દૃષ્ટિસમીપથી,
ને પૃથ્વીનો મહાગોળ બને પગદડા સમો,
ત્યારે તે કોણ એવો જે રોપાઈ વૃક્ષની સમો
સ્વસ્થાને ખૂંપી રહે ભૂલી દિશાઓનું નિમંત્રણ?

ક્યાંથી સાદ સુણાયે, ને બોલાવી ક્યાં લઈ જતો,
યાત્રાઘેલા પ્રવાસી ના પ્રશ્ન એવા ઉઠાવતા.
ને ના કો બાંધતું સાથે ભાથાંના સાથવા સુકા,
દોહ્યલા થાક હૈયાંના ચઢ્યા તો એમ શામવા.
હૈયાના આત્મના લાગ્યા માર્ગે થાક ઉતારવા
ઉરનાં આત્મનાં ભાથાં પંથીઓ સાથ બાંધતાં,
હૈયાંવાળાં પ્રવાસીનો મોંઘો સંગાથ ગોતીને.

એકલા સાથ પોતાનો વિરલા કો સ્વીકારતા;
પથિકો કોઇ પ્હેલેથી જુગતી જોડ શોધતા,
જોડાતા અથવા માર્ગે કોઇથી દિલ ગોઠતાં;
ને બેની સોબતે યે તે કોને એકલું લાગતું,
એવાં ત્રણ મળી સાથે થતાં, ને પંથ ખેડતાં;
એકલા યુગલે કોણે અને કોણે ત્રિપુટિએ
પંથ લેવા, પૂરી એની જાણ ના વિધિને ય તે.
ખેડવા પંથ એ નક્કી. બેસે યૌવન ક્યાં સુધી
દેખીને ભાવિની કેડી દૂરથી લલચાવતી?

દુરેથી લલચાવતી કર-શી ગૌર કેડી ચડે;
વળાંક પર ચંદ્ર ચૌદશ તણો રુપેરી રુડાં
વિખેરી કિરણો, ડુબે, ત્વરિત લાવવા પૂર્ણિમા.
પરોડપથિકો તણા પગરવે ધરા ચોંકી ને
ઉઠી ઉચિત સાજપુંજ પુરુષાર્થી અર્થે સજે.

૨૪–૩–૧૯૩૫

## યુગ્મ

૧

સંસારે યુગલો રચી અવનવાં જે અંતરે રાચતા,
ને એ યુગ્મ નિમિત્ત લગ્ન નિજનું પ્રાચીન જે માણતા,
દેહાત્મા સમ ઓતપ્રોત વળી જે સૌ મંગલોના નિધિ,
એવા મંગલકારી નિત્ય તમને હો અર્ધનારીશ્વર.

૧૯૪૧

૨

વૈશાખની તિથિ : તપે અવકાશ કેવો
યોગેશ ધૂર્જટિ સમો, હિમકન્યકા શી
ડોલે સુહાગ રજની તહીં અંગ ભીને;
સૌભાગ્ય તે વિતરજો નવદંપતીને!

૧૯૪૪

## વસન્તદીક્ષા

આયુષ્યની વહી જતી’તી વસન્તવેળા,
ને આંબલો મઘમઘી જગનો રહ્યો’તો.
હું જોઉંજોઉં પ્રિય મંજરીઓ જરી, ત્યાં
ધીરેથી આવી, સખિ, તેં મુજ ભાગ્ય ચૂમ્યું.

અંગાંગ શી સુહતી સ્નેહની સૌમ્ય પીઠી,
ને ભાવભાર થકી લોચન તો લચેલાં.
ઝૂકી ઘડીક વદને વિધુની રસશ્રી,—
મેં સોમ એ સુભગ કંઠ સુધી પીધો’તો.

એ પર્વ શું પ્રકૃતિ પૂરુષનું પુરાણ?
આશાનું સંવનન ચેતન સાથ કિંવા?
પ્રાણોની કે રસસમાધિ? ન જાણું. જાણું:
આત્માની એ વરદ રમ્ય વસન્તદીક્ષા.

આજે ભરી સઘન જીવનની ઘટાને
આલાપતી રુચિર પંચમ કોકિલા કો.
ને પલ્લવે લહરતી રસઘેરી આભા,
આયુષ્યની વિરલ એ શું વસન્તલ્હાણ?

૨૯-૩-૧૯૪૧

## સાથે સાથે–

સાથે સાથે,
લૈને ભાથે ઋજુ હૃદયની ઊર્મિઉલ્લાસલીલા,
લેશું કેડી નવતર કંઇ છોડી પ્રાચીન ચીલા.
શૈલો શલ્યો સહુ ય રસશે માર્દવે સ્નેહશીલા.
એ યાત્રામાં સુભગ ભળશે ચંદ્રમા મુગ્ધ માથે,
સાથે સાથે.

સાથે સાથે–
એ સંગાથે કંઇ જનમના તૂટશે તો અબોલા,
હૈયે સચ્ચા રસ તરપશે આતમને ત્યાં અમોલા.
આનન્ત્યે ક્યાં ક્ષણ પણ અરે ઝૂલવી પ્રીતિદોલા!
હા! ચાલ્યાં યે જઈશું હસતાં હાથ ગૂંથી જ હાથે,
સાથે સાથે.

૫–૫–૧૯૪૪

# વિનિમય

'કદી તારી આંખે વસી વદન મેં મારું નિરખ્યું.'
'ઠરી તારે હૈયે હૃદય સખિ ! મેં મારું પરખ્યું.'
'હસ્યું મારે ભાલે ...'
'જવા દે એ બાલે !'
—અહો એ પ્રાણોના રસવિનિમયે હૈયું હરખ્યું.

'ઢળ્યું આ પક્ષ્મોથી, તુજ નયન જે આંસુ ઉપસ્યું.'
'અને સ્પંદે તારે હૃદય ઉછળી મારું વિકસ્યું.'
'—છળ્યું જે સંસારે.'
'હસ્યું સ્નેહોદ્ગારે'
અને બેની આડું પટ પણ અહો ! એમ જ ખસ્યું.

'કદી ચિંતાભારે મિલનમધુરા આત્મ દુભવ્યા.'
'કદી આશાતારે વિરહવિધુરાં ચિત્ત લુભવ્યાં.'
'કદી મૌને બોલ્યાં.'
'પ્રતિચ્છંદે ડોલ્યાં.'
અહો ! બે જીવોએ ઉરવિનિમયો જે અનુભવ્યા !

૨૬-૪-૧૯૪૫

## પ્રણય, તું

પ્રણય, તું નટ ચંચલ એ જ ને
યુગલ આદિમ આંખથી પ્રજ્વળી,
નયનથી નયને નિત નાચતો,
અચુત પેઢી જ એમ વટાવતો
અવ પ્રિયા નયણે નરતંત જે ?

પ્રણય, તું મધુ એ રસજ્યોત ને
અધરથી અધરે સ્ફુરતી વહી,
પ્રથમ ચુંબનથી લલચાવતી,
બની અલંકૃતિ કોટિક યુગ્મની
પ્રિય તણે અધરે ફરકંત જે ?

પ્રણય, તું રસઆસવ એ જ કે
રચીરચી નવલાં ઉરજોડલાં,
યુગયુગાન્તરથી પ્રકૃતિ સદા
સતત ઘૂંટતી, જેહ છલાછલ
પ્રિય તણા ઉર સંપુટમાં ભર્યો ?

૨૩-૫-૧૯૩૮

# કાંકરિયા

તટે તારે મારાં ગભરુ સપનાં મુગ્ધ વયનાં
પડ્યાં વેરાઈ, તે સહુ ય જઈ ખૂંત્યાં જ કલિલે;
છતાં આજે સર્વે પરખું ફરકંતાં મુજ દિલે.
હવે વીણું સ્વપ્નો તુજ જલથી ભાવી સમયનાં.
ઉષાના અંઘોળે કદિક અહીં ખીલ્યાં હૃદયનાં
દલો, ને સન્ધ્યા જ્યાં મદિલ ઝબકોળાતી સલિલે,
–ડિલે રંગો ચૂવે, સ્ફુરત નવલો કંપ અનિલે,–
તહીં નૌકાસ્હેલે સુહૃદસહ રીઝ્યાં ય નયનાં.

નગીનાવાડી આ તુજ ઉર ઢળી લાડી નમણી.
તહીં ઊભી ફેંક્યો નભ થકી પુનઃ શબ્દ મળતો.
પ્રવાસીએ મેં યે કદિ અહીંથી ફેંક્યો પુર ભણી,
યથાકાળે ઊઠ્યો રસિક ઉરથી શબ્દ વળતો,
વહી વર્ષો પારે ઉરથી ઉરમાં આવી ઢળતો.
તટે ઊભી છે જો ! સદય પડખે એ જ રમણી.

૨૫–૬ ૧૯૪૫

# પત્રો

પ્રિયે, પત્રો તારા !—મૃદુ હૃદયનો મૌનમહિમા.
અબોલેલા શબ્દો પ્રગટ કરતેરી મધુરિમા.
તવ ધ્યાને જાગ્યા ઉર મુજ રસપ્રશ્ન, સહુના
ઉકેલો પ્રેરંતી અકલિત તવ પ્રેમસુરભી.
પ્રિયે, જાણું શબ્દે પ્રથિત નથી કો વૈભવ તવ.
વસી રિદ્ધિ હોશે અધિકતર કોશે તુજ થકી.
લખ્યા અર્ધા, અર્ધા વળી અણલખ્યા બોલ મહીં જે
સમૃદ્ધિ તે તો રે તુજની બસ રહેશે અપ્રતિમ.

પ્રિયાના પત્રોની નિત નિરખતાં રાહ સુખમાં
ભલે જે લંબાયો સમય રસીલા સંવનનનો.
સ્ફુરે જે ઓચિંતી ધબક ઉરમાં, પત્ર મળતાં,
અને રોમેરોમે ફરકી જતી ઉલ્લાસલહરી,
શમે એમાં લાખો અમિલનવ્યથાની વિષમતા.
પ્રિયે, પત્રે તારે અજબ રસસંજીવન વસ્યાં.

૨-૧૨-૧૯૩૭

## અવશતા

ન કે તારું સૌથી રુચિરતર સૌન્દર્ય વિલસે.
વિલાસી વામાઓ તુજથી અદકેરી કંઇ હશે;
ગુણે રૂપે જ્ઞાને જગતવ્યવહારે સુવિનયે
હશે તુંથી મોટી, વળી કંઈક તો નાની જ વયે.
વટાવી સૌ માર્ગે, દગ થઇ કહીં યે નહિ દૂતી;
ત્વદર્થે સંકોરી લગન, –ગણું મોટી ઉપકૃતિ.
જગે રૂપો લક્ષ્યાં રસસભર, લક્ષાવધિ મુખ,
ન કે ઓછાં મીઠાં, પણ તું વિણ ચિત્તે નહિ સુખ.

વિકાસી ક્યાંથી યે વદનવિધુસૌન્દર્યગરિમા!
કપોલે હૈયાની સુભગ ઉભરાઈ મધુરિમા.
કદી દંતજ્યોત્સ્ના અરુણ અધરે ખીલી વિમલ,
ઢળ્યાં વા ઉત્ફુલ્લ પ્રબલરસ તે લોચનદલ.
અહીં કોને કોનું મુખ નિરખી આનંદ ઉમટે.
નથી તેના કોઈ નિયમ, વશ હા! વર્તવું ઘટે.

૨૫-૪-૧૯૪૪

# કદર !

પ્રિયે ! આ પ્રીતિની કદર કરવી તો કંઈ ઘટે:
લઢે છે રાષ્ટ્રો ને તુમુલ મચી હિંસા જગપટે,
થતાં કૈં વિચ્છિન્ન પ્રતિપળ સુયુગ્મો વિનશને,
અને હું આ આંહી પ્રણય કરું છું પ્રેયસિ ! તને.
ઉઠે ચીસો ભૂખ્યાં મનુજની, અપંગોની, મરતા
રણે વીરોની ને કડડડ પડે આગ ઝરતા
નભેથી ગોળા ! રે પુરજનપદોનું પ્રજળવું!
અને હું તો આંહી પ્રણયની અહો બીન બજવું!

રહો તે તારી તો લગની જ અવિચ્છિન્ન, જગનાં
સુભાગ્યો કે છેડે અગનવચમાં યે કવિપણાં.
જશે જંપી રાષ્ટ્રો, વિકટ સહુ આ ઘોષ શમશે,
પ્રણાશોની પારે તવ કવનનો નાદ રમશે.
રહો ગીતોત્કંપે સતત બજતું બીન તુજનું,
ભિજી તુંબીસ્થાને સુભગ ઘડી કે હૈયું મુજનું.

૨૫-૪-૧૯૪૪

# બે સ્વપ્નાં

હતાં બે સ્વપ્નાં, બે ગભરુ ઉરથી ઉદ્ભવ થયો:
અરે સ્વપ્નાં એ તો ! ગણી સમય કૈં એમ જ ગયો.
બિડાએલી આંખો અધઉઘડી બીડાઇ જ ફરી,
અરે જન્મ્યાં એવાં ઉભય મુરઝાયાં જ શિહરી.
પછી ધીરેધીરે નયન નહિ ખૂલ્યા વિણ રહ્યાં,
અને પાંખો ફૂટી, ગગન ઊડતાં યે વણકહ્યાં.
કદી ક્યાં રુંધાતાં અધિક વધતો ઊડણનશો;
હટી સીમાઓ સૌ, જગફલક હસ્તામલક શો.

હવે ક્યારે આંખો રસસભર આંખે સ્થિર થતી,
હવે ક્યારે પાંખો અવરથી જવા ઊર્ધ્વ મથતી.
કદી સેલારા લે સ્થિર કરી દઈ પાંખ ઉભયે,
ગરુડોની ઈર્ષ્યા અનુભવી ઉડે શાં નિરભયે!
પણે પેલી લીલા જગતની જુએ કેવી વિકસી,
ઘસાતાં પાંખો તે ક્વચિત નિજ હૈયે ય વિલસી.

૨-૫-૧૯૪૪

# ભાદ્રસુંદરી

ભરી ભરી
ભાદ્રસુંદરી ભરી ભરી૦
નમણી સરિતાઓ લ્હેકે,
સરવર પાણીડે ડ્હેકે;
સભરી સ્હેલે તું યે અરીપરી.
ભરી ભરી૦

યૌવન વર્ષાવિલાસ,
મદભર છલકાતાં હાસ;
તું સ્થિર સૌમ્ય સ્મિતઝરી.
ભરી ભરી૦

હું તો—ઓ રે !—આષાઢ,
જાણે વિરહ ગાઢ,
ક્યાંથી આશા-આંખ ઠરી ?
ભરી ભરી૦

ફળથી ભરવા આ ખોળો,
રેલવવા રસ કંઇ ભ્હોળો,
સુધા તું સ્વર્ગથી સરી.
ભરી ભરી૦

હૈયે લપટાઈ રહે,
આ રે ભાગ્યમાં વહે
બે યે કાંઠે બાથ ભરી.
ભરી ભરી૦

૩૦-૮-૧૯૪૪

# પત્ની અને બાળક

ન કે રસવિલાસવાત મહીં ઓછી ભાવજ્ઞ છે,
સ્વભાવસરલા છતાં જગતથી ન કે અજ્ઞ છે.
ન લેશ અણજાણ આ ઉરની ઉર્મિરેખા થકી,
રગેરગ પિછાણતી. (—ગજબ તો ય શ્રદ્ધા ટકી!)
ન કે ઉપડતા ન બોલ મુજ વર્તી પૂરા જતી,
શમે ફરકી શબ્દ હોઠ પર તે ય પામી જતી.

છતાં ય અહ! આજ બે જણ વળ્યાં સવારે કંઈ
સુગોષ્ઠિ મહીં ત્યાં પ્હરોડ–જીવનપ્હરોડ-ના સ્વપ્નથી
ઘવાયું સહસા ઝમ્યું હૃદય, ઊભર્યું, મેં મથી
મથી કંઈક ખાળ્યું; ઝાંય નયને વળી કૈં રહી.
નહીં નજર તારી, તું ચુમતી નેત્ર. ભીનાશ જે
જણાઈ ગણી તેં પછી અધરસ્પર્શની! હાશ! જે
ગઈ તું! બચુ આવી ત્યાં છળી ઉઠી વદી રૂડે ધીરેઃ
પિતાજી, કયમ આંખમાં નથી હું આજ દેખાતી રે?

૭-૫-૧૯૪૪

## 'થઈશ તુજ જેવડી'–

'થઈશ મુજ જેવડી—
અરે! હજિ તું કેવડી!—થઇશ મોટી, ત્યારે તને
બધું ય કરવા દઈશ!'
'બધું યે શું બા?'
'હા.'
'મને
બધું ય ન શું આવડે? વણીશ પૂરી હું નાનકી,
અને બહુ જ બાપુને મુજની ભાવતી ચાનકી;
બનાવીશ હું ભાત, ખીચડી, કઢી અને ભાખરી,
કરીશ ઘર સાફ, ધોઉં લુગડાં, તું જોજે ખરી.
કરે ડુંગર બાપુ મેજ પર તે ય છેને—'
'હવે
મુકીશ લવરી? બધુંય કરશે તું, જો આ ભવે
થઈશ મુજ જેવડી.'

સુણ્યા કંઈક વાર કોડભર કૈંક સંવાદ એ
કદી કંઇ સુવસ્ત્ર માંગ્યું, ઝટ દેતી ત્યાં યાદ એ—
'થઈશ મુજ જેવડી, દઇશું સૌ તને યે.' કદી
ઘરેણું કંઇ જોઈ માગતી, રહેતી એ ત્યાં વદી
'થઈશ મુજ જેવડી . . .'

સહેજ કંઇ વાતમાં પછી લડી પડ્યાં એક દી
અમે જનનિતાત, ને ઊભરી ચાર આંખે નદી
મહાશ્રુ તણી આખરે. નવ સહી જતાં નીકળ્યો
બહાર, પગ ત્યાં જ દાદર પરે જ થંભી ગયો:

'રડીશ નહિ બાપુડી, બચુડી, તુંય!' ડૂસકાં ભરે
અને બચુડી પૂછતી: 'રડીશ બા! હું યે જ્યાહરે
થઈશ તુજ જેવડી?'

૭–૫–૧૯૪૪

## કોક

બારણું બંધ હું જ્યારે કરું છું, ચિત્તમાં રહ્યું
કોક ત્યાં બોલી ઊઠે છે: 'કોણ બ્હાર રહી ગયું?'

૨–૬–૧૯૪૫

# એકલી?

તે બાજુએ ગયાં હતાં ફરવાને અમે જ્યારે,
પ્હેલાં અમે ર્‌હેતાં'તાં એ ઘર આવ્યું, સ્હેજ ત્યારે
એનાથી બોલાઈ ગયું બાગ જોઈ, 'કેવો ખીલ્યો
છે બગીચો! અને આસોપાલવે વધ્યો છે. લીલો
મોરપંખે વિસ્તર્યો છે ખાસ્સો!' સુણી બચુ ત્યાં તો
બોલી ઊઠી: 'શાની તમે માંહોમાંહે કરો વાતો?'
'એ તો આ છે ને સામેનું ઘર?' 'શું છે ઘરનું તે?'
'ત્યાં અમે ર્‌હેતાં'તાં.' 'નથી આપણે રહ્યાં ત્યાં; હું તે
ભૂલી એમ જાઉં?' 'બેટા, ર્‌હેતાં'તાં જ્યારે તું આવી
ન્હોતી ત્યારે!' 'ક્યાં હતી હું?' 'ભગવાન પાસે.' ફાવી
ગયો હોઉં જવાબમાં એમ હું હરખ્યો યે ખરો.

ક્યારેક વળી એ બાજુ જઈ ચઢયાં, ત્યાં તો ઘરો
જોઈ બચુ બોલી ઊઠી: 'જુઓ બાપુ, ઘર આ રે
ર્‌હેતાં જ્યાં બા ને તમે બે, એકલી હતી હું જ્યારે.'

૨-૬-૧૯૪૫

## ચિંતવન

'બાપુજી, હવે તો વાજું વાગે છે આ બરોબર.'
તુન્તુન્! પુન્પુન્!–ચાલી ગઈ. સોચે પિતાઃ 'શી ખબર
ઠેઠ સુધી સંસારનું વાજું પણ વાગ્યે જશે
સૂરીલું? બાપુડી મોટી થશે ત્યારે કેવી હશે
દુનિયા? ને દુનિયાને પામવાની શક્તિ એની
કેવી હશે? પ્હોંચી એને શકશે શું મારી બ્હેની?....'
'બાપુજી, આ કબાટે ન પ્હોંચે મારો હાથ!'
'......એ તો
આપણને આપણા યે વડીલે કહ્યું'તું: ચેતો
આનાથી ને તેનાથી તો નાસો છૂટો! આજે તો ય
ગાડું ગાંડું ગબડે છે; એમ લાડિલીનું યે!......'
'વોય!
માડી, દોડ!'—ધસી આવી, સ્ટૂલ થકી ગબડેલી
બાળકીને લઈ, માએ વર્ષાવી પુષ્પોની હેલી
ચોંકેલા પિતા પરેઃ 'કૈં આમને છે દરકાર?'
બોલે પિતાઃ 'મારાથી ન થતી એની ચિંતા અરે તલભાર!'

૨-૯-૧૯૪૫

## ભણતર

'ગુલાબ આ કોણે આપ્યું? જાતે લુચ્ચી લાવી તોડી?'
'વઢજને તો તો મને ભૈયાજી. જતી'તી દોડી
રસ્તા પરે, ભૈયાજીએ બોલાવીને આપ્યું મને.
વેણીમાં મૂક્યું મેં 'જાતે'; પછી ગૈ ભયાજી કને
બાળપોથી અને ડબ્બી રંગની લઈને સાથે.
લખીને માથે છે ફૂલ રંગ્યું તે મેં મારે હાથે.
અને ભૈયાજીને એ તો કેવું ગમી ગયું ફૂલ!
રંગ પૂરવામાં-છેને-ન્હોતી બા! પડી કૈં ભૂલ.
ભૈયાજી કહે કે રોજ લે જજે ગુલાબ, અને
લખીને બતાવી કહે: આનું શું છે નામ? પણે
મથાળે તો લખ્યું છે,-મેં કહ્યું. તોય રહ્યા જોતા!'
'ભૈયાજી ભણેલા નથી, બેન'. 'છે તો કેવા મોટા!'
'તેથી તો કરે મજૂરી.' 'કેમ?' 'એ છેને અભણ.'
'ભણીગણી બંગલામાં રહેવાનું શું ભૈયાજીને નહીં થતું હશે મન?'

૨–૬–૧૯૪૫

# સદય નયનો

સદય નયનો તારે હેવી સદા ધરવાં ઘટે.
જગતભરના ઉલ્લાસોની ઉરે લઈ લાલસા,
દગ ભટકતી ખૂણેખૂણે મદીલિ રસાલસા,
ધસી ઉલટથી જંપે તે આ સુલોચનના તટે.
ટટળી મરશે ટીંગાઈ શું કપોલ તણી લટે?
નવ ફરકશે પક્ષ્મો, તો તો થશે અહ! હાલ શા?
પ્રણયરસનાં પ્યાસી તેની જગે બસ આ દશા?
જિવતર અરે રોમે રોમે તને જ તને રટે.—

વચન સ્ફુરવું પ્રેમી ઓષ્ઠે હતું નહિ આ નવું.
પ્રથમ જ ન્હતું કે એ વિશ્વે દગોર્મિનું અર્પવું.
અઢળક અહો પ્રાણે પ્રાણો તણું ઢળકી જવું,
જરીકજરીમાં છાતીનું જે જરા મલકી જવું,
અમથું અમથું સ્નેહે નેત્રો તણું છલકી જવું,
દ્રય હૃદયનું સાન્નિધ્યે એ અહો પરિતર્પવું!

૩-૯-૧૯૪૫

# ગહન નયનો

ગહન નયનો ઊંડાં ઊંડાં સરોવર શાં લસ્યાં,
શરદધવલાં આકાશોને ભરી સભરાં હસ્યાં.
તડિતતણુખે વર્ષાકાલે વલોવી ગયાં ઉર,
જનમભર આ હૈયેથી ના બહુ ક્ષણુ તો ખસ્યાં.
ઘડિક ગિરિને શૃંગે તારાકણી સમ સોહતાં,
જગવી હૃદયે જન્મો કેરા અગોચર ઓરતા.
સમજ ન પડે વાત્સલ્યે કે દ્રવે પ્રણુયાતુર,
મૃદુ સખિમુખે સૌભાગ્યે શાં ખિલે મનમોહતાં!

મુજ ઉર પરે ક્યાંથી આભા ગભીર ઢળી ગઈ!
જડ, જગત, જીવો સાથેની જુદાઈ ગળી કંઈ.
કદિય વદને એકે ઝાઝું થતાં સ્થિર ના ભલે,
દ્યુતિ તદપિ એ રક્તસ્રોતે સદાની ભળી ગઈ.
ગહન નયનો! સોહો છો જે મુખેથી જલે સ્થલે,
નિરખ્યું નહિ એ, તો યે સિદ્ધિ દીઠાની મળી ગઈ.

૩-૯-૧૯૪૫

## નમી ત્યાં સન્ધ્યા–

નમી ત્યાં સંધ્યા, ને
સરી સૃષ્ટિ ધ્યાને, કલરવ પડ્યો શાંત ખગનો.
જરી થંભી ઊભો ઘડીક ચરખો જીર્ણ જગનો.

    ચકિત સહુ ઊભાં તરુવરો,
    ચકિત વિરમે વ્યોમ તિમિરોઃ—
સમાશે ક્યાં જૈ આ હૃદયહૃદયનો મૌનઉભરો!

સ્મિતોલ્લાસોની ના
રણી ઊઠી વીણા,
ન રંગો, ભ્રૂભંગો, નયનઅણીનાં કે નરતનો.
વહ્યો મૂંગોમૂંગો પ્રવહ રસચૈતન્યઘનનો.

    રજનિ છલકી તારકફૂલે,
    અવનિ પુલકી અંગ સઘળે,
નવા વેગે પાછો શ્રમિત જગચર્ખો પણ ઝૂલે.

સમાધિ જે લાધી,
ભલેને હો આધી ક્ષણની, પણ આનન્ત્યસભર;
અમે માણી માણી હૃદયની ઉજાણી મનભર.

ઑક્ટો૦ ૧૯૪૦

## आषाढस्य प्रथमदिवसे

**आषाढस्य प्रथमदिवसे**
સ્વપ્નસ્પર્શ્યાં નયન વિકસે :
સામે આછી સ્મિતપુલકતી વિસ્તરે વ્યોમસીમા,
આશારૂપો અકલિત તરે શ્યામ અભ્રાવલીમાં,
ધીમાં ધીમાં.

અનિલલહરે આવી સંકોરી આંખ,
અર્ધી—ખૂલી જરીક ફફડી ઊઠી સ્વપ્નાંની પાંખ.
દૂરે તૃપ્ત ક્ષિતિહૃદયથી ઊભરી સૌરભો ત્યાં,
શબ્દો રૂપો થકી ધણકતી; મત્ત એ ઇંગિતો શાં !
ઐક્યાસ્વાદે સમરસ બન્યાં જો દિસે વ્યોમભોમ,
અભ્રો પારે રસઅનુભવે લીન શું સૂર્યસોમ !

વિદ્યુત્તેજે
ત્યાં તો સ્હેજે ઝળક ઝગકી જાગી, જે કંઠશોષે
પીડાયેલી, હૃદય સરસી
સતત તરસી પ્રીતિ, ઉત્ફુલ્લ રોષે.
ને જો જો ! શો ઘનપટલવીંટેલ આ વિશ્વકોષે
રોમેરોમે વિરહ વિલસે
**आषाढस्य प्रथमदिवसे** !

૨૪-૬-૧૯૪૪

# મુબારક

હજો આંસુ ખારાં અમોને મુબારક !
અમીબિંદુ સારાં તમોને મુબારક !
સનમ હાથમાં લેઈ પ્યાલો ધીરેથી
પીએ પ્રાણ, એ તો અમોને મુબારક !
જિગર છેક અકબંધ રહે જિન્દગીભર,
અહો લ્હાવ તે તો તમોને મુબારક !
ન ક્યારે ય કીધું અમે કાંઇ મુકરર,
બન્યું જે અચાનક અમોને મુબારક !
કરારે મળો હા તમે છો જી કાયમ,
મળી ના વિરહતક !–તમોને મુબારક !
જરી ગુલરૂના આંખના ઝાંકવામાં
ભલે ખત્મ થાવું, અમોને મુબારક !
નજરની રહો છો નીચે, તો ય મોજે
રહ્યા એહના એ !–તમોને મુબારક !
ડિલે શીત સંદલ તમોને મુબારક !
સળગવું પલેપલ અમોને મુબારક !

૧૨–૫–૧૯૪૪

## આ જે અહીં બેઠી છે નિકટ–

આ જે અહીં બેઠી છે નિકટ,
સમારે છે લટ,
સુકુમાર ધીરે હાથે,
મંદશ્વાસે મૃદુહાસે સુવિલાસે,
મલયઅનિલ સાથે વળી છે જે મૂંગી વાતે,
શાંત સ્વસ્થ સૌન્દર્યપ્રદીપ
સમી અહીં બેઠી છે સમીપ,
જાણે ના તે—જાણે ના તે—જાણે ના તે
શક્તિસ્ફૂર્તિતેજ નિજ, રૂપરંગરસ નિજ.
મુકુલિત નેત્રસરસિજ
વિલોકે દિગંતપાર મીટ ભરી રસઘેને;
આત્મનાં ગહન એક જોવાની ન તમા એને !
પ્રકૃતિ પિછાણે નહિ નિજ મહાશક્તિઓઘ
અણુસીમ અખંડ અમોઘ;
તેવી બેઠી સમીપે આ મારી
એક નારીઃ—
પ્રકૃતિની પુત્રી પ્રિય, માતા જે માનવતાની,
દેવોની દુલારી, મીઠી દુહિતા જે વસુધાની,
સહચરી સમુત્ક્રાન્તિ તણી એક ને અનન્ય,
પ્રેરણા પૌરુષતણી મંગલકારિણી ધન્ય માળ
પ્રાગતિક પ્રયાણે, જે વિજયે વિજયમાળા
ધારનારી, પરાજયે પડખે રહી ફૂંફાળ
વ્રણોને ધોનારી ધીર સુધાધારે, રસરાસે
રસજ્ઞહૃદયે મુક્ત ખેલનારી સમુલ્લાસે,

પ્રિયા જે રસર્ષિ કેરી, સંગિની જે શૌર્ય તણી,
અપ્રાપ્ય આમોદ કાજે સદાતુર વિયોગિની,
કવિઓની કલ્પનાની કમનીય કટોરી જે,
આકાશી આદર્શોને જે ધરા પર રોપી રીઝે,
અગોચર આનંદોની અભિસારિકા અદૃશ્ય,
સૃષ્ટિના મહાભાષ્યની કારિકા પરમરમ્ય,
રસયોગીતણે અંગ રંગોભરી થતી લીન,
રસયોગે સહજપ્રવીણ;
સકલનિંદિતા, સકલવંદિતા,
મૂર્તિ જે અમિતા.

જુલાઇ ૧૯૪૦

## નથી કોને વ્હાલું–

નથી કોને વ્હાલું થઇ જ પડતું સુંદર મુખ?
વિચાર્યું કોણે કે
મુખે પોતાને યે રચ્યું શુભમુખી-ચિત્તનું સુખ?

૨૮-૭-૧૯૪૪

# ચુંદડી

ચુંદડી, લાલચટક ચુંદડી.
પુરને મારગડે ફરકી સરકી ગઈ, લાલચટક ચુંદડી.
લટકમટક ચાલ ને લાલચટક ચુંદડી.
ગોરા ગોરા ગાલ ને લાલચટક ચુંદડી.
ઊડે ઊડે છેડલો સંભાળ, લાલચટક ચુંદડી.

ચુંદડી લાલચટક ચુંદડી.
વનની વાટે જરી ચમકી ચાલી ગઈ લાલચટક ચુંદડી.
ઠમક ઠમક પગલાં પડે, લાલચટક ચુંદડી.
ઝમક ઝમક પડઘા પડે, લાલચટક ચુંદડી.
કેસૂડાંને લાગી ગઈ ઝાળ, લાલચટક ચુંદડી.

ચુંદડી લાલચટક ચુંદડી.
ભવરણની કેડીએ જુગે જુગે જોગણીની લાલચટક ચુંદડી.
ક્રાન્તિએ લહરાતી લાલચટક ચુંદડી.
શોણિતથી છવરાતી લાલચટક ચુંદડી.
પ્રજાઓને હૈયે પડે ફાળ, લાલચટક ચુંદડી.

ચુંદડી, લાલચટક ચુંદડી.
ગેરૂરંગી હૈયાની યાત્રામાં ચમકંતી લાલચટક ચુંદડી.
પ્રીતભરી રાતની લાલચટક ચુંદડી.
ઉરના ઉચાટની લાલચટક ચુંદડી.
કૈં તો તારા રોક એ ઊછાળ, લાલચટક ચુંદડી.

૨૩-૫-૧૯૪૫

# માર્ગશીર્ષ : ૧૯૯૬

માસાનાં માર્ગશીર્ષોઽહમ્—આવ્યો એ માર્ગશીર્ષ આ.
માર્ગશીર્ષે મચેલું જે મહાભારત તે ય તે
વ્યાપીને જગ આખાને પડેલું ક્યારનું જ છે.

વિભૂતિનો અંશવિશેષ જેહ
પ્રકાશતો માર્ગશીર્ષે ગણાયો,
ક્યાં, તે ક્યાં? ઓ જ્યોતિ, અપ્રાપ્ય, દિવ્ય!
આ ભૂતસૃષ્ટિ આથડે અંધકારે.

ચાર માસ વહ્યા એવો આ ય સ્હેજે વહી જશે?
ઉત્ક્રાન્તિને કયે ઊભી સોપાને સૃષ્ટિ આ હશે?

મહાભારતને અંતે પ્રારંભ કલિયુગનો.
આ મહાયુદ્ધને અંતે હશે કેવો કલિયુગ?
કે શોણિતે આર્દ્ર શતાબ્દીઓના
કલંકલીંપ્યા ઇતિહાસક્ષેત્રે
ફાવ્યો કળિ ને ન રહે કૈં કમીના?
હવે ન એને રહી કૈં બુભુક્ષા?
થયો ધરવ, માયે ના કળિને પેટ કોળિયો.
થાક્યો કળિ? ભલે! કિંતુ અમે થાક્યા નથી, નથી.
ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે કૌરવો નાશ પામિયા,
અને ધર્મધ્વજા રૂડી રોપાઈ પાંડુપુત્રની.
પરંતુ લોપાઈ નહીં યુયુત્સા,
મનુષ્યના લોહી તણી જુગુપ્સા.
જીત્યા છો ને પાંડવો કૌરવોને,
જીત્યું કુરુક્ષેત્ર પરંતુ સર્વને.

ગયા કુરુકુમારો ને ગયા પાંચે ય પાંડવ.
કુરુક્ષેત્ર રહ્યું એક જીવતું લોકચિત્તમાં.
વર્ષો વહે ને પલટે દશાવીશી,
અજાણતાં ચાલી જતી શતાબ્દી;
પાણીરેલા જેમ સૈકા વહ્યા, ને
આજે કુરુક્ષેત્ર ચોમેર પ્રજ્વળે.
નથી નથી એ યમુનાતટે રહ્યું,
સંસારને ઘેરી અઘોર વિસ્તર્યું;
દેશે વિદેશે કુરુક્ષેત્ર કારમું.
હૈયેહૈયે જાગી કો યુદ્ધશ્રદ્ધા.

પ્રાચીમાં ચીન, પશ્ચિમે યુરોપ, કુરુક્ષેત્ર; ને
સાતે સાયરને નીરે હોળીઓ સળગી રહી.
ચિત્તે અજંપ્યા દ્વેષઝંઝાનિલો જે,
ફૂંકાઈ આજે તાંડવે ઘોર ઘૂમે.
હૈયાંમાં જે સુપ્ત જ્વાલામુખીઓ,
જાગી લાવા રેલતા આજ વિશ્વે.
કો દૂધાળા યૌવનોલ્લાસપ્રેર્યા
મીંઢોળબંધા અભિમન્યુ હણાતા.
ને માયાવી ઘોર નિશીથયુદ્ધે
ઘટોત્કચો શમતા શત્રુશક્તિથી.
અગ્ન્યસ્ત્ર તીખાં, વરુણાસ્ત્ર રુદ્ર,
વાય્વસ્ત્ર વિદ્યુત્ઝરતાં વિષેભર્યાં:
વ્યોમે, ભોમે, સિંધુપેટાળ ઊંડે,
વ્હોળે હાથે મૃત્યુની વાવણી થતી.

અઘોર આત્મહત્યાના હિંસે અભિનયો બધે,
નિર્મનુષ્યા થવાની શું પ્રતિજ્ઞા પૃથ્વીની હશે ?

કોણ છે આ કુરુક્ષેત્રે કૌરવો, કોણ પાંડવો ?
શસ્ત્રસંન્યાસના ત્યાં, ને, કૃષ્ણ છે બોધનાર કે ?
વલોવીને યુદ્ધહાલાહલોને
ગીતાસુધા સારવનાર યોગી,
છે કોણ ત્યાં શાંતિ ઉદ્‌ઘોષનાર
પ્રણાશનાં ઘોર કંકાલ મધ્યથી ?
જાગે સૃષ્ટિ, તો ય જાગે ભસ્મશેષથી કેવીક ?
કલિની સંતતિ ક્યાંથી સત્યયુગ હશે, અરે ?

અમારે અહીં છે કેવું મહાભારત દર્શન ?
દિવ્યચક્ષુ વિના યે જે અલ્પને ય અદુર્લભઃ—
મટી કુરુક્ષેત્ર હથેળી શું લઘુ,
હિમાદ્રિથી સિંહલ વિસ્તર્યું વડું.
અને મહાભારતસંતતિ કલિ
માતોતાતો ના સમાયે કહીંય.
ને મહાભારતે કૃષ્ણે શસ્ત્રસંન્યાસનું વ્રત
લીધેલું એકલે, આજે સિદ્ધ એ સહુને અહીં !
શસ્ત્રસંન્યાસ એ શસ્ત્ર નિર્બળોનું બન્યું અહીં.
સશસ્ત્રતા બલિષ્ઠોની અશસ્ત્રતાશી થૈ તહીં.
સમાન અન્યોન્યની શસ્ત્રસિદ્ધિ,
નિઃશસ્ત્રશા એ થકી બે ય પક્ષ.
ઇચ્છાવિહોણો શસ્ત્રસંન્યાસ આજ.
ખેલાય સંગ્રામ કૌટિલ્યબુદ્ધિના.
અઢાર અક્ષૌહિણીઓ હણાતાં

લાગ્યા હતા માત્ર દિનો અઢાર;
આ માસોના, કારી વર્ષો તણા રે,
સંગ્રામોના ભોગનાં શાં જ લેખાં?

આકાશે એનું એ ઊગે નક્ષત્ર મૃગશીર્ષ; જે
હજારો વર્ષની પૂર્વે તે જ વ્યાધ પડ્યો પૂંઠે.
આકાશની એ મૃગયા મહીં શું
સંસારની આ મૃગયાનું અંકન?
ને એ જ કે દિવ્ય વિભૂતિઅંશ
જે માર્ગશીર્ષે સવિશેષ રાજતો?
એક અન્યાયને કાજે ખેલાણું કુરુક્ષેત્ર, ને
યાદવાસ્થળી ખેલાઈ સંભારી કુરુક્ષેત્રને.
ખેલ્યું મહાયુદ્ધ અઢાર કોડી
દિનો તણાં ચાર વર્ષો સુદારુણ.
સંભારી સંભારી સંગ્રામ એહ,
વીશે વર્ષે આજ આ યાદવાસ્થળી.
ગીતા ગાનાર! ના ટાળી શકયો તું કુરુક્ષેત્રને,
યાદવાસ્થળીમાં રોકયો નાશ ના પર કે નિજ;
રોકયો નહિ જન્મ કળિ તણો વા,
કે રોકયો ના કાળપ્રવાહ ઘોર;
વર્ષે વર્ષે કોડથી આવતો જે
ના રોકયો તે માસ વા માર્ગશીર્ષ.
ભલે તો આવિયો આજે માસ આ માર્ગશીર્ષ, કે
માર્ગશીર્ષે પ્રકાશંતો અંશ તારો ય વેઠશે
કળિ ને કાળના દંશો ક્રૂર, જે અમને દમે.

ડિસે. ૧૯૩૯

## સન્ધ્યાકાશે—

સન્ધ્યાકાશે શિશિરરવિ અભ્રોની ગોદે વિરામે,
રાતો જાણે દિવસભરના વેદનાબિંદુ જેવો !
ઘૂમે પૃથ્વી ઉલટભર, ચાલી કયે હા વિસામે ?
હૈયે એને પુર-જનપદોનો હશે રાસ કેવો ?

સન્ધ્યા સાથે પુર પર ઝરે આભથી ઘોર ધૂંવાં,
ઝાંખાં દીસે મનુજમુખ ને માળખાં જીર્ણ પાંખાં.
આંહીં હસ્યોં મબલખ અને ત્યાં શ્વસે અર્ધમૂવાં!
રૂવાં જાગે તન ઉપર ! એ જાય શે ચિત્ર સાંખ્યાં?

સન્ધ્યાકાશે ક્ષિતિજ પર મેં આંખ માંડી ઘડી ત્યાં
જોયાં ઘેરાં મનુજકુલનાં વીતકો જે ન-વીત્યાં.
રંગો પારે ક્ષિતિજ અવરે સાથિયા શોણિતોના,
ધૂંવા વીંટે જગહૃદયને સ્વાર્થની ધૂણીઓના.

સન્ધ્યાકાશે તરતીડુબતી ધૂંધળી સંસ્કૃતિ હા !
રાખી કીકી સ્થિર, થથરતે અંતરે જોઈ મેં આ.

અમદાવાદ ૧૯૪૧

# ભારત

ભારત નહિ નહિ વિન્ધ્યહિમાલય,
ભારત ઉન્નત નરવર;
ભારત નહિ ગંગા, નહિ યમુના,
ભારત સંસ્કૃતિનિર્ઝર.
ભારત નહિ વન, નહિ ગિરિગહ્વર,
ભારત આત્મની આરત;
ભારત તપ્ત ગગન કે રણ નહિ,
જીવનધૂપ જ ભારત.
ભારત તે રતનાગર રિદ્ધિ ન,
ભારત સંતતિરત્ન;
ભારત ષડ્ઋતુચક્ર ન, ભારત
અવિરત પૌરુષયત્ન.
ભારત ના લખચોરસ કોષો
વિસ્તરતી જડ ભૂમિ,
ભારત મૃદુ માટીથી ઘડ્યા ભડ–
વીર પ્રાણની ઊર્મિ.
ભારત એકાકી અવધૂત ન,
કે ચિરનિરુદ્ધ કારા;
ભારત જગની જમાત વચ્ચે
મનુકુલમનનની ધારા.

૧૮-૮-૧૯૪૨

## વહે છે ધારાઓ—

વહે છે ધારાઓ યુગયુગ થકી ધાન્યધનની;
પ્રફુલ્લેલી નિત્યે ઋતુઋતુફળે ધન્ય ધરણી.
પડોશીનાં પોષ્યાં શિશુ કંઈ હજી પોષી ય રહો,
બતાવો છો માતા, ઉદર અમને તો કયમ કહો !
પરાયાં-પોતાનાં કદિ નથી ગણ્યાં. છે ય ધરવ્યા
અરે મોંઘાં સ્તન્યે કંઇ વિષધરો, અન્ય નિજ વા.
કમી શાની યે ના, નવ કૃપણતા જાણી કદિ યે;
અહો આ કાર્પણ્યે જનનિ વિંટળાઈ કયમ જીવે ?

અમારા આયાસો અબલ મૃદુ આક્રંદ સમ હા !
ડુબે એ યે ઘેરાં જગકલહયંત્રો મહીં મહા !
અમે ના એકે યે કણ તવ મુખે મૂકી શકિયે,
અને જોડી બંને કર, તવ મુખે તાકી રહિયે.
તને ડંખે માડી, ઉદર મહીં ખાડા અસહ, કે
અહીં આજે લાજે, જણતર છતે, પેટ તુજ તે ?

ઑક્ટો૦ ૧૯૪૩

# ૨૨ મા દિવસનું સવાર

[ મહાત્માજીના એકવીસ ઉપવાસ પછીના પ્રભાતે ઉદ્‌ગારો ]

આજ આનંદ આનંદ! આનંદની આજ સર્વત્ર ગાજે વધાઈ!
આજ ઉત્સવ પ્રભુ કેરી પ્રભુતા તણો સંતની આજ સૌ ગાય સાંઈ!
પવન શો ખુશનુમા વાય ઉલ્લાસથી! આજ આકાશ આશીશ વર્ષે!
પાંદડે પાંદડું આજ વૃક્ષો તણું નાચી ઊઠયું અગમ કોઈ હર્ષે!

ધન દિન! ધન ઘડી! આજ સોનાનો સૂરજ ઊગ્યો!
પ્રભુજી, રહી ગઇ લાજ અમારી—ને વળી આપની!
દુનિયા ચારે કોર, કુંવે કુંવે પ્રજળી ઉઠી.
કળિનો તપે બપોર, કાળ તણી નજરો રુઠી.
બળબળતા અંગાર  વચમાં લીલી વીરડી.
અનહદના સંધાર  વચમાં સત–સંજીવની!
ત્યાં સત માથે કારમા ઢોળાયા અપવાદ:
સંતન નાખે સાદ: પ્રભુજી, રહેશો જોઇ શું?
સતને નામે ગાળ સંત કદી સાંખે નહીં,
આતમ માથે આળ હરિના ભક્ત ન સાંભળે.
હરિના જે જન હોય તે હરિહીણપ ખમે નહીં.
પ્રભુના બંદા હોય સોઇ નર એમ નમે નહીં.
દુનિયા તેં દીધ દેહ, લઈ લે તું, હું દઇ દઉં.
પણ મહીં વસિયો જેહ—દેહી દમવો દોહ્યલો.
હૈયે રાખી હામ અગન પરીક્ષા આદરી.
તું રાખે હે રામ!–કકળી આંતરડી કહે.
એ જ ધૂન, એ ધ્યાન: રાખણહારા રામ હે!
પ્રભુજી, માન ન માન: તારે ખોળે છું પડયો.

તપસ્વી દિનદિન તપ તપે, બિનતપસી રહે દેખ,
ભાલે કર દઈ દાખવે—લલાટ લખિયા લેખ!

ચાલીસ કોટિ દેશ એકજીભે રટણા કરે:
રામ ઉશીકે બેશ, તું વિણ કો કરુણા કરે?

થયાં એકરસ આજ, કાલે જે જૂજવાં હતાં;
ભૂલી સરવે કાજ, રામરખોપું માગતાં.

ટીંપે ટીંપે પ્રાણ પલપલ ટૂંપાણા;
પલળ્યા પાકા પાણ, કોક જ હરખાણા.

હરિહીણા હરખ્યા, દુભ્યા હરિજન દુખિયા ક્રોડ:
જેની જડે ન જોડ તે અમ ઘેર સંતન મરે!

ઝાઝેરા જગમાંય સતનું થાનક એક આ
દુબળી તારી કાય, અદકી કાં દુબળી કરો?

ઘણા ભૂપ ધનવંત, ઘણા શૂર પંડિત ઘણા,
પણ પગપૂજ્યા સંત દેખ્યા કે વળી દેખશું.

ઘડી બારસો સાઠ એકતાર હૈયું રહ્યું,
ઠાલો જગનો ઠાઠ વિસરી રામામૃત લહ્યું.

કાલકૂટની ઘૂંટ ભોળા શંભુ પી ગયા,
એ રસની તેં લૂંટ આજ આદરી કુબાઉત!

ક્યાં દવલી દુનિયા? પ્રભુ ક્યાં? તેં આણ્યાં વીર,
પ્રભુગંગાનાં નીર કાયાની કાવડ કરી.

રામ રખોપું કરે, સંતો રે ભાઈ, રામ રખોપું કરે.
પાપ ને પુણ્યના દરિયા લહેરિયા
ત્યાં સતની નાવડી તરે. સંતો રે૦

જેને હરિ તારે તે રે હોડલીમાં ઓઢ્યોપેલો
ફોગટ ભાર શીદ ભરે? સંતો રે૦
સંતો સૌ સતના ગરજી, સત પણ સંસારમાં તે
સંતન વિણ કયાં ઠરે? સંતો રે૦
એને રાખ્યાની જો ગરજું રે હોય છે તો
આવીને આયખું પૂરે. સંતો રે૦
રામ રખોપું કરે.

૩-૩-૧૯૪૩

## 'બલ આપો, નાથ!'

તમારી પાસે આ મારું શેષ નિવેદનઃ
સકલ ક્ષીણતા મારી કરો હે છેદન
દૃઢબલે, અંતરના અંતરથી, નાથ!
વીર્ય આપો સુખની સંગાથ,
સુખો જે કઠિન કરે. વીર્ય પૂરો દુઃખે,
જેથી દુઃખ કરી શકે શાન્તસ્મિત મુખે
પોતાની જ ઉપેક્ષા. દો વીર્યભરી ભક્તિ,
કર્મે જે હો ફલવતી! પુણ્યે ફાલો પ્રીતિ!
બલિષ્ઠોને ચરણે ના ચિત્ત મારું ઝૂકે,
બલ આપો, દીનને ના હીન ગણી મૂકે.
વીર્ય આપો, ચિત્તને હું જેથી શકું રાખી
નિત્ય તણી તુચ્છતાથી ઊંચે ને એકાકી.
વીર્ય આપો, ચરણે તમારે નામી શિર,
અહર્નિશ પોતાને હું રાખી શકું સ્થિર.

૨-૩-૧૯૪૩

## —'प्रसीदत रुद्यते'

અબુધ વયમાં ઝાલ્યો'તો આ કરે કર કોમલ
ગભરુ અબલાનો, તો યે તે રહ્યો જ બની બલ.
અડગ હૃદયે ઝાલ્યું સૂત્ર, સ્થિરા થઇ, હાથમાં;
વિતક કંઇ જે વ્હોર્યાં વીત્યાં, સહ્યાં સહુ સાથમાં.
જગઅનુભવે સ્હેજે હૈયાં પછીથી હળી ગયાં,
જિવતર તણાં વ્હેણો બંને હતાં જ ભળી ગયાં.
કઠિન કપરી આયુર્યાત્રા સદા મુજ કારમી,
પણ તુજ અરે જીવ્યા સામે ગણું કુસુમો સમી.

પરિચય હવે સાઠે વર્ષે શું આમ પૂરો થવો!
દિન વિરતિનો છો આવ્યો, જો હતો કદિ આવવો!
મુજ હૃદય આ વાળી ઝાડી કર્યું કંઇ તો નર્યું,
નયન ભરીને ક્યાંથી તો યે જરી ઉર નીતર્યું!
ગઇ જ શિખવી, ભોળી જેને ગણી હતી, ધર્મ તે;
સ્મરણ બની એ સાધ્વી! આત્મન્, प्रसीदत रुद्यते।

૨૫-૪-૧૯૪૪

## વતનના વારસો

અમે વ્હેલા અહીં આવ્યા તમારાથી પહેલા,
તમારાથી અમે હ્યાં ચાર દિન જ્યાદે રહેલા.
અમોને જૈફીમાં, ભરજોબનને તમને, ગુલામી;
તમન્ના છૂટવાની તે ઘટે કોમાં પહેલાં?
ભલે હો એક હિન્દુ ને મુસલમાનો બીજાઓ,
વતનના વારસો એ બે જ છે મોડાવહેલા.
ઝરે છે બેય ઉપર લૂ ઉનાળે એક સરખી
જુલમગારો તણા જુલ્મો ય તે સરખા સહેલા.
અને શાંતિભરી બદલી વરસવાની ય છે, ત્યાં
ભિંજાશે બેયનાં હૈયાં ગુલામીથી દહેલાં.
અંગૂઠા એકલા વિણ આંગળાં છે પાંગળાં હા!
તમે થોડા, અમે ઝાઝા. ભલા એ બોલ ઘેલા!
ગુલામીમાં વધુ ઓછું નથી રે કોઈને યે,
ગુલામી સો ટકા બંનેયની! તોડો પહેલાં.
વતનમાં સાવકા આપણ, પરાયા લાડકા છે,
વિના ઇતબાર આપસમાં, થયા બેહાલ રહેલા.
પરાયા પેટભર જમતાં વધેલી એંઠ માટે
પરસ્પર આપણે લડીએ, જુએ એ ખેલ પેલા.
જિયાફત આપણી જ્યારે હશે, ત્યારે જુદાઈ
હશે ના; કે પિરસનારા જમી લેશે ન પ્હેલા.
ધરવશે એક બીજાને ઈમાને દિલબરી સાથે,
જશે આ ભૂખ ઘરમાંથી અરે જો એકવેળા.

૧૮-૮-૧૯૪૨

# ઇદનો ચાંદ

[ગાંધી-ઝીણા મુલાકાતો દરમ્યાનની ઇદ: આસો ૨૦૦૦.]

દેખાય, ના દેખાય,—કેવો તું ય? જા!
ધરતી ઉભી લહરાવતી લીલી ધજા.
આકાશ શમિયાનો રચી રંગો ઉડાવે હાથ છુટ્ટે શા અહા!
ને કરોડ કરોડ માનવ જો ખડેપગ ઝખતાં ટાંપી રહ્યાં.
શ્રદ્ધા બની મૂંગી અહો ગમગીન ઊભી.
આવડી એને કહે તેં કેમ દૂભી?

ઓ! પણે! ગેલો! —
વધ્યો સમુદાય ત્યાં ઝડપી તને આતુર નજરથી નેહઘેલો.
આછી મધુરવી મુસ્કુરાહટશું બદન તવ ઊઘડ્યું,
સન્ધ્યા તણે ભાલે ખુદાઇ નૂરનું ચુંબન ઠર્યું.
ગાજી મિનારેથી મુઅઝ્ઝિનની અઝાન દુવાભરી,
દિલ સૌ 'મુબારક!' બોલતાં અહેશાનમંદ લળી લળી.

જો! લાખલાખો આંખ ખેંચે બે ય ટોચે વળગતી,
ડોલે ન આમ, ન તેમ, શી સમતોલ તારી સ્થિર ગતિ!
ખોબા સમી આ આવડી,
તરતી સરે તુજ નાની નાજુક નાવડી,
અંદર ભરાયા ચશ્મમોતીનાં વજનથી ઝૂકતી શી માતબર!
ને પૂરતું ચશ્મો મહીં જે ચમક તે હા! નૂરથી બસ તરબતર!

રે શું ક્ષિતિજ પાછળ ખરે ક્ષણમાં જ ડૂબી ચાલશે?
દોલત બધી આ વહી જશે?
રે કેંક તો પ્રિય! થોભ,

આ મારા અધીરા આરજૂભરપૂર દિલમાં લોભ
કે પૂછી લઉં: ઢાંકેલું બુરખે રૂપ મબલખ ભાગ્યની
પૂર્ણિમાના વદનનું તેં બે હથેળીમાંહીં છે ઊંચક્યું કની,
તે ખૂલશે? ને ખીલશે? ક્યારે?
પૂછતાં રીસાય શું તું એમ? જા રે!

તાકી રહે કાં આંખ લાલમલાલ શો?
સ્હેજ તો ઓછો ભલા કર તું નશો!
શું ધૂર્જટિનું નેત્ર ત્રીજું પ્રલયકારી ફરકતું?
ના. ના. અરે કો તારનાર તણી અદાથી મરક તું.
શો ક્ષિતિજ પૂંઠે ફૂટતી દંતુડી સમ સોહે! અને ક્ષણમાં ભલે ડૂબી જશે!
આ પ્રલયડૂબીમાં મને, પણ, શું ન દૃઢ દંતાગ્ર પર ઉંચકી ઉપર તું લાવશે?

૨૧–૯–૧૯૪૪

## અદીન ભારત

ભારત નથી ભિખારી,
જે હીર નિચોવી નિજનું પોષી રહ્યો જ પૃથિવી સારી,–તે ભારત૦
ઓ! ગુમાની જગનાં રાષ્ટ્રો, નવ એ યાચે દયા તમારી,
દીનવદન ઊભી તમ આંગણ, કૃપા કદી ન પુકારી.–તે ભારત૦
પ્રબળ પૌરુષે ભીષણ ત્યાગે, દેશે બંધ વિદારી,
વિશ્વમુક્તિની અધિષ્ઠાત્રીનો એકાસન-અધિકારી.–તે ભારત૦
સ્વાર્થશૃંખલાબદ્ધ તમે દઈ ઘાવ પરસ્પર કારી,
રંક અપંગ રવડશો, ત્યારે ભારત સુધાકુંવારી.–તે ભારત૦

૧૯–૮–૧૯૪૨

# અય જુવાનો! જંગ શા શા ખેલવા છે?

જિંદગીમાં રંગ શા શા રેલવા છે?
અય જુવાનો! જંગ શા શા ખેલવા છે?
ચીન ને રશિયા લડે કમ્મર કસીને,
ખબર અમ નામર્દીના બસ ફેલવા છે!
મોરકો ગણ્યું મક્કા ભલે, પણ માર્ગમાંથી
ઓમરી–ચર્ચીલ હજી હડસેલવા છે.
કિવબેકમાં કો શયનખંડે બે જણાને
ચપટીમહીં અમને નરક ધકકેલવા છે.
ઓગણીસ દિવસે ય મુંબઈમાં અમારે
હજી કિસ્મતકોયડા ઉકેલવા છે!
ઠોકરો ખાધી અમે થઈ ગઈ હજમ સૌ,
જખ્મ એના એજ રોજ ઉબેળવા છે.
પેલા ઉશીકે હાથ રાખી મસ્ત લેટે;
એને અમારાં ભાગ્ય શીંકે મેલવાં છે.
દાવ ખેલે દૂરથી દાવા લડાવે,
નક્કી કરો કે ઠોકરે સૌ ઠેલવા છે.
કે પછી પૂનમ અમાસ ગણ્યા વગર બસ
ગેલવાં છે, સ્હેલવાં છે, ટ્હેલવાં છે?
કહે બીજા બૂઢ્ઢા તમોને તે પહેલાં
અય જુવાનો! જંગ શા શા ખેલવા છે?

૧-૧૦-૧૯૪૪

# ૨૦૦૦ વર્ષ પછી—

બે હજાર વર્ષો વીત્યાં! વચ્ચે વીતી ગઈ વાત બધી
ગૌરવની, રસની, રણની! બસ એક કલંકિતતા જ વધી.
એ જ વહે જમુના, એ ગંગા, ઉન્નત એ જ હિમાચલશૃંગ,
કમલકમલ પર રસલોલુપ તેવા જ ઉડે છે આજે ભૃંગ.
એ જ અનિલને સંચલને મૃદુ અંગે અંચલ લહરે લોલ,
ઋતુઋતુએ તરુતરુવિટપે એવાં જ કરે છે ખગ કિલ્લોલ.
વાત બધી બદલાઈ ગઈ પણ, છાઈ ગઈ તણખા પર રાખ,
ભારતભાગ્ય મહીં ઊડે છે કેવળ ગત ગૌરવની ખાખ.

તે દિન રગરગમાં કયમ કરીને નચવ્યું વીર્ય પિતાસવિતાએ,
રસસિંચન કર્યું તે કવિકુલગુરુ કાલિદાસની કવિતાએ?
તે દિન, વિક્રમ! બાહુબળે તુજ, શૌર્ય સમુજ્જવલ દેશ હતો,
આજ અન્યની ઢાલ પૂંઠે તે મેઢાંજૂથ સમો ઉભતો.
તે દિન પૌરુષનિર્ઝર સિંહછલંગે ચોગમ ભરતો ફાળ,
આજે ભયકાતર નેત્રોને ભિંજવે વિહ્વળહૃદયવરાળ.
આજ નગરચર્ચાએ નિકળે ને તું દેશદશા પૂછે,
તો જો! પેલો ઉભો વેઠિયો કપાળ આંગળીએ લૂછે,
કરે વૈતરું રાતદિવસ, બંધાઈ બાંધે જગ; ભારત
એક વખતનો એ જ! આજ દુનિયામાં પામ્યો ખૂબ હસારત.
તે દિન . . .છટ્! એ છોડ, હૃદય, તું તેદિનતેદિનના ટિટિયારા,
તોડ પ્રબળ આઘાતે આજે જીવનજળ રૂંધ્યાં બધિયારાં.

બે હજાર વર્ષો? હે વર્ષ ભવિષ્યગર્ભે સુતેલ હજારો!
આજ તમોને પ્રાર્થન અમ: મધપૂડો ખોલી આજ તમારો,
વર્ષો આશિષ કે જીવનની સરી ગઈ શ્રી પાછી પધારે,

આંખોમાંથી અમી ઓસર્યાં તે ઉમટે ફરી અગણિતધારે.
વિશ્વ બને અનુકૂલ પરસ્પર, સુહે પ્રીતિભર જનકુલ, સારા
જગમાં વહે સુમુક્તિસમીરણ ફીટે આ ભારત-કારા.
રગે રગે વિક્રમ ઉછળે ને અભય બની મન મસ્ત ડૂલે,
હૃદયહૃદયને મંડપ મંગલ પુણ્ય પર્ણ તોરણ ઝૂલે.

૧૨-૧૦-૧૯૪૪

## યુગસન્ધિ

મનુજના હસતી ઇતિહાસને
પ્રગટતી ફરી આ યુગસન્ધિ જે,
ભરતવાક્ય તમે ગણુતા ભલે,
ગણીશ એહ સુમંગલ નાન્દી હું.

૧૯૪૦

# વિજય

વધાવ દિલ! આવ, ખૂબ લઈએ જ ઓવારણાં,
ન આ અવસરે રુડે થવું ઘટે અરે વામણાં.—
'પધાર! યશમૂર્તિ હે વિજય! કૈંક તો છે રહી
મતા! વિ....જ....ય.' થોથરાઈ જરી જીભ થંભી ગઈ.
અને અવશ ઊપડી: 'રુધિર જન્મવામાં જ તેં
વહાવ્યું અહ કેટલું! ઉછર દૂધબ્હાને ય તે
સુખે રુધિર પી અધીન અતિદીન આયા સમી
પ્રજા કંઈકિનાં! પણે કૃપણ તારી છાયા નમી,
—પરાજય જ એ! હવે અસિની ધાર તું થૈશ કે
ગળે દલિતમાત્રને? અગર ન્યાય પ્હેલી તકે
ત્રણે ય મમતાળુ માત તવ---રે ન, સાડા ત્રણે—
મળી શિશુક મ્હારુંમ્હારું કરી તોળશે, રે! તને
કરી જ ટુકડા?' વદે વિજય: 'હું ય તે કૈં કહું–
હતે વદવું તારું કેવું, કદિ હોત આવ્યો ન હું?'

૧૪-૫-૧૯૪૫

# અહમ્‌ની યાત્રા

હું.
હુંથી વિસ્તરી બન્યો કુટુમ્બનોઃ
ભાઈબેન માતતાત,
ને સગાં તણી જમાતઃ
તોડી સાંકડું કુંડાળું વ્યાપી ગામનો થયો.
ખોબલા સમા સમાજમાં ઘડી રમી રહ્યો.
એ સમાજવર્તુલે
જંપ ના હુંને મળે.
વધી ક્રમે હું પ્રાન્તનો—અરે! ન-રાષ્ટ્રનો થયો.
ભવ્ય ભૂમિ સ્વર્ગ તુલ્ય હિંદ રાષ્ટ્રનો;
હિંદરાષ્ટ્ર -ગર્વ જે ગણાય ભૂતકાલનો,
આશ જે જણાય, ને, ભવિષ્યની.
એ જ જે હતો સુઅલ્પ શૂન્યકલ્પ હું,
તે વધીવધી બન્યો જ હિન્દનો,
મનુષ્યજાતિના વિશાળ પંચમાંશનો.

હું!
આજ હું પૂછું મનેઃ
વિસ્તરી વધી તળાવ મધ્યના તરંગ-
શો અધીર ને અભંગ,
વ્યાપી ભાગ પાંચમો થઈશ ક્લિન્ન ખિન્ન કે?
પંચમાંશ માનવીસમાજમાં,
વિરાટના વિરાટશા મહાન અંશમાં
ભળી, જઈશ બેસી હીન દીન કે?

છો ન પંખી કે પશુ,
જીવ જંતુ કે વનસ્પતિ કશું
ચાહી હું કદી શકું.
વા ન ચાહી રે શકું ગણાય દ્રવ્ય જે અચેત.
કિંતુ માનવી જગે હું શીદને ફજેત
જાતને કરું, રચી દિવાલ ઊંચી ને અભેદ
એકપંચમાંશની,
શેષભાગ સાથ,–અસ્મિતાની, ઘોર વજ્ર શી ?
અરે થયો જ એકપંચમાંશનો,
તો તને થતું શું શેષનો થતાં ?
ચારપંચમાંશ કાજ ચોરી દિલની કરે ?

હું ?
હવે નથી રહ્યો જ હું.
નથી હવે અહંનું કેન્દ્ર અલ્પ પૂર્વનું રહ્યું,
વિસ્તરી સમગ્રમાં સમગ્રની સચેતતા શ્વસી સ્ફુરે ભર્યુંભર્યું.
આજ આ જગે
દબાય જે, રિબાય જે, પિલાય જે, વિલાય જે,
સહુ ય યંત્રણા અહીં હુંમાં સહે:
અંકુરો ફુટે અને કહીં નવીન સર્જને,
પ્રાણ તે પૂરે નવો અહીં હુંમાં રગે રગે;
આજ તત્ત્વ સૌ પ્રણાશ ને વિધાનનાં
ગળાય કાળભઠ્ઠીમાં હુંના સુઅલ્પ પાત્રમાં.

ફેબ્રુઆરી ૧૯૪૦

# જીવનદીક્ષા

મૃત્યુ દે જીવનદીક્ષા,
રે પ્રાણ ! હજી ગુરુચરણોની તું કરે શીદ પ્રતીક્ષા ?
મૃત્યુ૦....

જેને સંભારી ડરતો'તો
જેને ભૂલી ભવ ભરતો'તો,
જેની છાંયાથી ફરતો'તો છેટો તે દે અમિ–ભિક્ષા.
મૃત્યુ૦....

દે ઉતારી જૂઠા વાઘા,
અવ ડેરા રહ્યા ન આઘા,
તુજ રુઝશે સર્વે ત્યાં ઘા ને ફળશે પૂર્ણ તિતિક્ષા.
મૃત્યુ૦....

સંગીત ચગે જો મીંડે,
કલ્લોલ મચ્યો જગનીડે,
એ તને બાથમાં ભીડે તો રખે ગણે તું શિક્ષા.
મૃત્યુ૦....

૧૮–૮–૧૯૪૨

# અતીત

દૃષ્ટિ સદા મુજ ભવિષ્યમુખી ઢળો, ને
ગુંજી રહો શ્રવણદ્વાર અતીતગાન.

હે અતીત !
આજે જાગે અંતરે તારું ગીત.—
આજે જ્યારે આશ ભાવીની સર્વ
નિર્દોષનાં શોણિતમાં શમી જતી,
ને સંસ્કૃતિ ઉજ્જવલ વર્તમાનની
પ્રકાશહીણી કજળી ગયા સમી.—
સ્ફુરી જતી નેત્ર સમીપ મૂર્તિ
આજે તારી શ્વેત ને મૃત્યુશીત,
હે અતીત !

સુશુભ્ર જાણે પુંજ કંકાલ કેરો,
ઉત્તુંગ ને શીત હિમાદ્રિશૃંગશો
અશ્રાન્ત ને નિશ્ચલ પૃથ્વી જેમ,
વધ્યે જતો જે ઋણ શો દરિદ્રના.
ઝરે જટાજૂટથી રક્તજાહ્નવી,
વીરો કેરાં ચર્વણે વ્યગ્ર દંષ્ટ્રા.
ભ્રકુટીઓશાં નેત્ર મધ્યે કરાલ
પ્રણાશની એક ઊડે પતાકા.
રોમેરોમે કંટકકેડીઓશા
અગણ્ય ડીલે શતકો કૈં છવાયા.
મુખે મહામંગલનું પ્રતીક
ધારે તથાપિ સ્મિત તું શી રીત ?
હે અતીત ?

પ્રસ્પંદતું ચેતન અંગઅંગમાં
ક્ષણો શકો મુઘલ તાર્તરોના
વીરત્વનું કીર્તિવતું અનર્ગલ.
જંઘીસનું કૌવત બાવડે રમે,
રગેરગે રોમનનૂર રેલતાં,
બ્રહ્મર્ષિનાં પ્રાણ વિષે તપો સ્ફુરે.
મૂસા મહાવીર ઇશુ મહમ્મદ
ગજાવી રહે આત્મગુહા ગભીર.
કારુણ્યની કોમલ બુદ્ધ કેરા
લચેલી સોહંત લલાટલેખા.
હૈયા વિષે શો સભરો ભરેલ
શકુંતલાના રસનો સુહાગ !
ઝબૂકતી વિદ્યુત ક્લીઅપેટ્રા
તણા કુટિલ પ્રણયોની અંતરે.
તાલે તાલે સ્પંદતી રક્તવ્હેણે
વાણી રસર્ષિ ભવભૂતિદાન્તની.
શી સૌમ્યતા આ વિકરાલતામાં !
ક્ષણે દિસે હિંસ્ર, ક્ષણે વિનીત,
તું અતીત !

તું સૃષ્ટિપાટે ધ્રુવ સત્ય એક.
'વદું છું' એવાં પદ વર્તમાનનાં
પ્રકાણ્ડ વૈયાકરણો વદ્યા જે,
જીહ્વા સીવી માટીથી તેમના ય
તેં ક્રૂર થૈ ભવ્ય ક્ષતિ સુધારી;
'વદ્યા'–ઠર્યું રૂપ જ સાચું એક.

ન સત્ય ભાવી, નહિ વર્તમાન.
પળે પળે ભાવી પ્રતિ ધપી રહ્યો
ને ભાવીથી ભૂતમુખે સદાયે
હોમાય કેવો અહ વર્તમાન !
ભવિષ્ય તે યે ચિરભક્ષ્ય ભૂતનું.
ન્હોશે ભાવી ને નહીં વર્તમાન
જીવી રહેશે હાંફતો વિશ્વભક્ષી
કાલાન્તે યે એકલો ભૂતકાલ.
વહે યુવાનીયમુના અમારી
વેગે ધપંતી બસ એક તું ભણી.
થઈ જશે લુપ્ત ક્ષણેકમાં ને
ચિત્તે ન રહેશે સ્મૃતિબુદ્બુદો યે.
તો યે ક્યાંથી આજ હે રુદ્રસૌમ્ય
તારે મારે જાગી અણધારી પ્રીત,
                    કહે અતીત.

સમીરનાં આ સ્ફુરણો મહીં હું
ઉચ્છ્વાસ તે સૌ ઉરનો લહી રહું,
જે શૂન્યખોળે જઈ ક્યારનાં શમ્યાં.
ને ઘોર ઘોષે નદ ને સમુદ્રના
પ્રતિધ્વનિ પૂર્વજના સુણી રહું,
ને વૃક્ષકુંજે ગિરિગહ્વરોમાં
અતીતના શાંત રવો મનોરમ.
મુખેમુખે માનવવંશ કેરા
અશેષ યત્નો, ભ્રમણો, સ્વરક્ષણો
તણી ઉકેલું પુરુષાર્થગાથા.

પોરો અને જાનપદોની નીકો
વિશાળ બે, તેની મધ્યે વિલોકું
વહી રહી ધીરગભીર વેગે
નૃલોકકેરી ઇતિહાસધારા.
ને યુદ્ધકોલાહલમાં ઉકેલું
લખેલી વિધ્વંસઋચા વિષાક્ષરે
લોકે મહાકાલકવિપ્રણીત,
હે અતીત.

ન્હોતા પ્હાડો ને નદો ને સમુદ્રો,
ન્હોતી મનુ કે પશુ જીવજંતુની
સૃષ્ટિ, નહોતી પૃથિવી, ન સૂર્ય,
ને આભની શોભન દીપ્તિમાળ,
નિહારિકા કે સ્થલ કૈં નહોતું,—
ત્યારે હશે તું કહીં વિશ્વકોશે
સૂતો ? પ્રતીક્ષા તું કરી રહ્યો હશે,
ઉત્થાનની માનવવંશ કેરા,
એની રચી સંસ્કૃતિઓની કિંવા ?
હે સંસ્કૃતિભક્ષક, મૃત્યુજીવી,
કહું તને ગૌરવ તારું આજ ?
અનંત આયુષ્ય હશે ભલે તવ;
તું જીવતો જેટલું માનવોની
ચિત્તસ્મૃતિમાં, તુજ એ જ જીવન.
આયુષ્યનું જો સહરા સુવિસ્તરે
તારું, સુહાતા તહીં જે રણદ્વીપો
તે માનવીની લીલી સંસ્કૃતિના.

જે મૃત્યુપુંજે કણ ચેતનાના,
અમે ગણ્યું તે ઇતિહાસતત્ત્વ.
ને અન્ય જે લુપ્ત, નિરર્થ સૌ તે.
—વદું, તહીં ક્યાંયથી અટ્ટહાસ્ય
કંકાલના જેવું સ્ફુરે અતીતનું.
ને રાત્રિનક્ષત્ર, ધરા વિજીર્ણ,
પ્રભાવ બોલે સહુ યે અતીતનો.
એ મૌન ભાષા તણી વક્તૃતાથી
અવાક શો ઊભું હું સ્તબ્ધ, ભીત
તુંથી અતીત.

શું એ જ નક્ષત્રની માળ ઊંચે ?
શું એ જ શૃંગો ગિરિનાં અને નદો ?
શું એ જ દેશો, જળરાશિ યે એ ?
અને–અને માનવતા શું એ જ ?
આ પૂર દોડે તટને ભરી દઇ;
પાણી નવાં છો, તટ તો પુરાતન.
માનવ્યનો જાય વહ્યો મહાનદ,
તટે ઊભીને નિરખ્યો હશે કો
કારુણ્યશાળી કવિએ; જુઓ તો
આજે ય એવો જ વહે પ્રવાહ,
ડ્હોળ્યો ડખોળ્યો કહીં, ક્યાંક નીતર્યો,
ક્યારેક ગાતો, કદી ક્રન્દતો, જતો.
ને મંદ્ર સૂરે કવતી મહોર્મિઓ
અતીતનો મંત્ર અનાગતાર્થે,
માંગલ્યઘોષે સ્ફુરતો યુગોથી જે,

રુઝાવતો કારી વ્રણો નૃવંશના,
જે માનવીજીવન કેરી આશા,
(સંહાર માંહે સવિશેષ આજના,)—
'નહિ વેરેણ વેરાણિ સમન્તીધ.' સહધ્વમ.
શમે નહિ વેરથી વેર આંહીં.
સંસારનું નામ બીજું: 'સહેવું.'

જૂન ૧૯૪૦

## હસો, સહો! સહો, હસો!

સહો હસો, હસો સહો.
જિન્દગીની ચાહના બધી મહીં ય સ્હેવું એકલું ચહો.
ન ગૂઢ મોંઘી આત્મવેદના ઘરોઘરે કહો.
સ્હેવું એ જ સોમ હા.
તેજ એ પ્રકાશશે જ રોમરોમથી મહા.
હળાહળો પચાવનાર મૂર્તિ ચિત્તમાં રહો.
અને જગે સદાય ભાર તે અબોલ સૌ વહો.
સહો હસો, હસો સહો!
હસો સહો, સહો હસો.
જિન્દગી ભરી સદાય ઊભરાય સાહસો,
ગીત કષ્ટસાધના મહીં ઊઠે ભલે તણાઇ સૌ નસો.
હાસ એ જ એક આશ.
હાસ પ્રાણનો પ્રકાશ, હાસ જે પ્રફુલ્લકાશ.
છો સુકાય જિન્દગી તણા બીજા બધા રસો,
પ્રણાશના પથાર ઊપરે ય અટ્ટહાસ તો હસો.
હસો સહો, સહો હસો!

૪-૫-૧૯૪૪

# કલિકાલસર્વજ્ઞ હે !

'સુણો જગજનો, દુખ્યાં રખડતાં ન લંકા વિષે
દુખે જ હનુમંતનાં ઢિંચણ એ અહીં ચાલતાં'.
પ્રશસ્ત હતું એવું પટ્ટણ સુલાડીલું હેમનું.
હતું ? હજી ય ઓ રહ્યું ! હતું કહેવું તો યે રહ્યું.

ગવાક્ષસુભગા નદી ચિરકુમારિકા વ્હેતી, જ્યાં
તટે કૃષિકકન્યકા મધુર પંખી ટોયાં કરે;
પુરે ગૃહની કુંજ સૌમ્ય પડઘા પડે સૌખ્યના.
શમ્યા જ ! પડઘા સ્ફુરંત પડઘા તણા માત્ર હ્યાં !

વિલુપ્તસલિલા છતાં વહી સરસ્વતી પ્રાજ્ઞનાં
પ્રફુલ્લ પ્રતિભાજલે સભર કાળવેળુ વીંધી.
વિલુપ્ત સમી એ ય; ને નવલ રાજ્યરંગો ચગ્યા,
ક્ષણાર્ધ ટકીને શમ્યા, શમી સમૃદ્ધિની પૂર્ણિમા.

શું એ સહુ ય જાણ્યું'તું જ, કલિકાલસર્વજ્ઞ હે,
અમારી વળી અર્ચના અફલ અજ્ઞ-અલ્પજ્ઞની?

એપ્રિલ ૧૯૩૯

## —ને સત્તાવનમે વર્ષે

તમે જ વનમાં નથી. શિશુક ત્રીશ ને વીશના
અમે ય ભમતા અઘોર વન–શૂન્ય વેરાન–માં!
દિશા નવ સૂઝે, ન પંથ; નહિ કંટકોની મણા;
પડે ઉઝરડાયલા પગ ડગંત બેભાનમાં.
–તહીં મનુજ હિંસ્ર વન્ય બની સામસામાં સજી
સુતીક્ષ્ણ નખદંત, તાંડવ રમે મહાનાશનાં,
અહીં ગભરુ જૂથ કોટિ હરિણોનું તંદ્રા ભજી
પડ્યું હિબક ખાઇ કો પરમ સત્ત્વની આશમાં.–

તમે ય વનમાં? તમે પથિકવર્ય? હો તોય, શે
હવે પદતલો ય કે હૃદય હોય આળાં? હશે
દગો ય ધ્રુવરશ્મિસેર પર, ચિત્ત શાતાભર્યું.
તમે કુટિર પામશો, વન વટાવશો પાસમાં;
તમે ન વનમાં, અમે ભરઅરણ્ય ભૂલા સમા.
તમારી પગકેડીએ વિતરજો સુતેજસ્ નર્યું.

૧૭–૧૧–૧૯૪૧

# તમે, સ્વજન—

તમે, સ્વજન, વૃદ્ધ ને ઉછરતા વછેરા અમે;
તમે અવ કૃતાર્થ, નવ્ય વિજયે અમે કોડિલા,
નવાં ક્ષિતિજ આંબવા થનગની રહ્યા ઘોડિલા
બની, જગત પૂરપાટ ધસવા અધીરા; તમે?–
લગામ કઠતી, ખડચા મુખથી દંત, પેડૂ દમે,
ખુટચો પથ અખૂટ જોઈ અવ તંગ મૂકયા ઢીલા.
અમે પથપિપાસુ આજ વિણઓજ બ્હીલાબ્હીલા,
અને કુમળી પાંસળી મહીં સુતીક્ષ્ણ એડી ગમે.

હશે વિકટ પંથ? કંટક હશે?—ન પૂછું અમો.
કુતૂહલ ન જાણવા ગિરિચઢાવ વા માર્ગનો.
કુતૂહલ દિલે: હશે શું અસવાર આદર્શનો
પિઠે સતત, પેંગડે-પગ, સુતેજ વિદ્યુત્સમો
ચલાવત રવાલ ચાલ? બસ એટલું જો ભલા,
મુકામ પછી દૂર છો! ન શમશે પથે ડાબલા.

૧૮-૧૨-૧૯૪૧

# વિદાય દુનિયા!—

વિદાય દુનિયા! વિદાય હૃદયોર્મિલીલા બધી!
વિદાય સ્વજનો,—હતાં સુજન સૌ ય કેવાં! મને
ન ઊણપ કશાની રાખી કદિ કોઇ વાતે ય, ને
કદી મનથી માગ્યું પાણી, દઇ દૂધ પ્રીતિ દીધી.
અને અમૃતથી મથ્યો હું દુનિયા! તને તર્પવા,
કદીક મુખ ફેરવી હસી તું ફિક્કું ચિંતાવતી,
કદીક મુજ બાલયત્ન નિરખી પ્રસન્ના થતી;
મને ઉર વધી રહ્યું ઉલટ સૌ તને અર્પવા.

—ધખે સૃજનઅગ્નિથી મૃત શું લેખશો એ ઉર!
ન વૃક્ષ બધું કલ્પશો લઘુક જોઇને અંકુર?—
ભલે સુધરજે (અને સુધરશે જ ક્યારેક તો!)
પરંતુ દુનિયા! તને પલટવાનું રે આજ તો
અદૃશ્ય ઉરસ્વપ્ન એક લઇ ઓસરી જાઉં હું,
ઉરે તવ પ્રભાતસ્વપ્નસમ જો સરી જાઉં હું.

૪-૫-૧૯૪૪

# મિત્રને

૧

ચિરકાલ અબોલ ર્‌હે, સખે,
હૃદયે ભારણ મૌનનું સહ્યું;
ફરિયાદ કરે હવે રખે !
હૃદયે આખર બોલવું રહ્યું.

તુજને, પ્રિય, મૌનની વ્યથા
ગઈ કોઠે પડી, જાણું છું જ તો.
પ્રગટી શતધાર એ, કથા
નિજ ક્‌હેવા, તુજને કરી છતો.

પ્રિય, તો ન નિરુદ્ધવી ઘટે
કથની એ ઉરની જળાંજળાં.
મર જીવ રુંવેરુંવે રટે,
ઉરએકાન્ત મૂકી સુમોકળાં.
નવ હું કહું બોલવા તને,
વદવા દે ઘડી કિંતુ મૌનને.

૨

ભાવ સૌ તવ હતા અવાક, ને
આમતેમ વિખરેલ, વાટમાં
શૈલકંકર સુમૂકના સમા;
જે ચડી ચરણ કોક પાન્થને
ઊછળી રઝળતા જરીક ને
જે શમે દગડના જ પુંજમાં.

કો ન લાલન કરે વહી 'ખમા!'
આશ્રયે નવ હતા ય અંકને.

આજ શૈલઉર ઊભર્યું–દ્રવ્યું,
ને અબોલ સૌ ભાવકંકરો
નિર્ઝરે રસતણા પ્રમત્ત થૈ
ગાઈ રૂહે રસળતા તતાતથૈ.
શો વહે મુખર મૌનનો ઝરો!
ધન્ય એ તવ અચિંતવ્યું કવ્યું!

૩૦–૧૧–૧૯૪૧

## વિપક્ષી

પ્રભો! વિરોધી રૂપે તું વિપક્ષે ઊભી શો હસે!
આ હૈયું જેવું ના મિત્રો ભણી, તેવું તહીં ધસે.

૧૮–૯–૧૯૪૫

# સોનાકણી

આઘા ઈડરિયા ગઢડુંગર, ઘહુંઆવ ઢૂકડો હો લાલ,
મેઘો ગોધણ પાછું વાળે નિત સાંજુકડો હો લાલ.
પેલી કોની કવલી ગાય, કપાળે ચાંદલો હો લાલ,
થઈ ગયો દોઢ વરસનો દાડો, કણ પણ ના મળ્યો હો લાલ.
ગામને ગોંદરિયે ધણ મેલ્યું, કવલી ક્યાં ગઈ હો લાલ,
કવલી ડુંગરડાની ધારે ઓ દોડી રહી હો લાલ.
મેઘો થયો પછાડી દોટ મૂકીને દોડતો હો લાલ,
કવલી તો પાણીનો રેલો, મેઘો હાંફતો હો લાલ.
કવલી ભાંભરતી કુંફાડે ભેખડ ગાજતી હો લાલ,
ઘંટડી ઊભી વનની વાટે ઘણણણ વાગતી હો લાલ.
ઘહુંઆવ જમણે પડખે દૂઝ્યો ઉમરાને થડે હો લાલ,
કવલી ઊભી પાણી પીવા, મેઘો લડથડે હો લાલ.
ડાબી મેલી વીરેશરની ફરફરતી ધજા હો લાલ,
જમણી મેલી વડ હેઠળની માતા ગીરજા હો લાલ
કવલી ગુફા કને જઈ ઊભી ઠોકી શીંગડી હો લાલ,
ઊઘડયાં બારણિયાં, મેઘે ત્યાં ઝાલી પૂંછડી હો લાલ.
પાછળ ભીડાયાં બારણિયાં હૈયું ડગમગે હો લાલ,
મેઘો આંખો મસળી જુએઃ દીવા ઝગમગે હો લાલ.
સોનારૂપાના થાંભલિયા રતનહીરાજડયા હો લાલ,
સોનાની ગારે લીંપ્યા ને ગૂંપ્યા ઓરડા હો લાલ.
સામે ઝૂલે શો હિંડોળો ચોક વચાળમાં હો લાલ,
હીંચે બેઠી અનોપમ નાર, હસી રહી ગાલમાં હો લાલ.
એના મુખડાનાં મરકલડાં જાણે વીણી લઉં હો લાલ,
એની ઠેશે ધરતી હરખે કે વારી જઉં હો લાલ.

મેઘો બોલ્યો અડધે સાદઃ ચરાવું ગાવડી હો લાલ,
બાઇજી દોઢ વરસ થઇ ગયું ને શીખ નથી મળી હો લાલ.
બાઇજી મલકમલક મલકાયાં, ઊઠી ઊભાં થયાં હો લાલ,
એના હસવામાં સાચકલાં મોતી વેરાઇ રહ્યાં હો લાલ.
બાઇએ સૂપડું ભરી શગોશગ શાળ દઈ દીધી હો લાલ,
મેઘે ફાળિયાને છેડે કે શાળ ઝીલી લીધી હો લાલ.
મેઘો મુખથી તે શું બોલે, થઈ ગયો ચાલતો હો લાલ,
આવી ઊભો ગુફાની બારો, રહ્યો વિમાસતો હો લાલ.
ફટ રે સોનાના હિંડોળા કે ફટ તારી સાહ્યબી હો લાલ,
મારી વસમી ચરાઈ સામે નજરો ના કરી હો લાલ.
મેઘે ફગવી દીધી શાળ ગુફાને બારણે હો લાલ,
વનનાં પંખીડાં બીચારાં બે કણ ભલે ચણે હો લાલ.
રાતે બટકું ખાવા બેઠો, ગળે ન ઊતરે હો લાલ,
ધીરે રૈ ગોવાલણ પૂછે, આંખે નીર ભરે હો લાલ.
મેઘો ફાળિયા છેડે લૂછે, ઘર ત્યાં ઝળાંઝળાં હો લાલ,
શાળના એકએ કણ વળગેલા સાવ સોના તણા હો લાલ.
મેઘો ભમે બધો ઘહુંઆવ, ગુફા એ ના જડી હો લાલ,
મેઘો કવલીની દેખે વાટ, ન રણકી ઘંટડી હો લાલ.

૭–૪–૧૯૪૪

## માનવીના ભૂખ્યા

છે માનવીની ભૂખ જેટલી મને,
હશે નહીં તેટલી ચુદ્ધદેવને.

૮–૩–૧૯૪૨

# જવાનલાલ

શનિવાર સાંજના ચાલ્યા જવાનલાલ
માણેકચોકમાં મ્હાલ્યા જવાનલાલ
પાછળ ઘસડાતી આવે જવાનલાલ
ઘરની વહુ દોડતી ભાવે જવાનલાલ
ગામડા તે ગામની ઘેલી જવાનલાલ
વળગેલી જનમ્યા પહેલી જવાનલાલ
પેટમાંથી વીવા કરેલા જવાનલાલ
પરણેલા મેટરીક પ્હેલાં જવાનલાલ
માદલપુરમાં કર્યા ડેરા જવાનલાલ
ટળ્યા વીશીના ફેરા જવાનલાલ
અરધી અરધી થઈ રાંધે જવાનલાલ
ફાટેલાં પ્હેરણ સાંધે જવાનલાલ
પોતે ટ્યૂશનિયાં કરતા જવાનલાલ
જેમ તેમ દાડા ભરતા જવાનલાલ
આવી છે 'એક્ઝામ' પાસે જવાનલાલ
નીકળ્યા ખરીદીની કાશે જવાનલાલ
માણેકચોક ઘૂમી વળ્યા જવાનલાલ
સાંકડી શેરીએ જઈ ચડ્યા જવાનલાલ
મળી એક શેરની ગોરી જવાનલાલ
છેલછબીલી છોરી જવાનલાલ
અંગરેજી પટપટ બોલે જવાનલાલ
આંખો અરધેરી ખોલે જવાનલાલ
હાથ એનો રહી ગયો અંબોડે જવાનલાલ
દેખાડે હેત થોડે થોડે જવાનલાલ

ચાલવું છે ને આ રસ્તે જવાનલાલ
ચાલો બોલી મુખ હસતે જવાનલાલ
વાડીલાલ પાસે પગ થંભ્યા જવાનલાલ
બોલી બેહદનું રંભા જવાનલાલ
આજે જનમગાંઠ મારી જવાનલાલ
આઈસ્ક્રીમ વિના અકારી જવાનલાલ
ઉપર કાતરિયામાં પેઠાં જવાનલાલ
વહુની સામે બેય બેઠાં જવાનલાલ
વહુ તો ટગરટગર જુએ જવાનલાલ
જુગલજોડી કેવી સુહે જવાનલાલ
રૂપિયો પોતે એક કાઢયો જવાનલાલ
પલીએ હાથ ધર્યો આડો જવાનલાલ
સારું તો મારું મન રાખો જવાનલાલ
થેલીમાં એક ચીજ નાખો જવાનલાલ
ઘોડાગાડી ઊભી રાખી જવાનલાલ
ઊભી ગાંધીવાટે હાંકી જવાનલાલ
થંભાવી રૂપમ્ સામે જવાનલાલ
સાડી લીધી મોંઘા દામે જવાનલાલ
પેલી કરે ઘણી ના ના જવાનલાલ
કેમે કરી ના માન્યા જવાનલાલ
ગાડી બેસાડી આવ્યા જાતે જવાનલાલ
બોલ્યા ભણે છે મારી સાથે જવાનલાલ
સારૂં કહીને વહુ મલક્યાં જવાનલાલ
માણેકચોક ભણી હલક્યાં જવાનલાલ
ખાલી પાકિટ તો ખોલે જવાનલાલ
આવતે મહિને લેશું બોલે જવાનલાલ

ખાધા વિના કેમ ચાલે જવાનલાલ
ઘણુંએક કમાશો કાલે જવાનલાલ
મારા આ નાકની ચૂની જવાનલાલ
દાદીના વારાની જૂની જવાનલાલ
સાવ છે સાચા સોનાની જવાનલાલ
રોકડ લઈ આવો આની જવાનલાલ
કરો છો મારી પરીક્ષા? જવાનલાલ
થાકયાં છીએ કરો દીક્ષા જવાનલાલ
મળી છે કેવી એક આ તે જવાનલાલ
જાણ્યું એ શનિવાર રાતે જવાનલાલ

૧૭-૪-૧૯૪૪

## દુનીઆ

કેવી છે રે આ
દુનીઆ !
જાણે મા !
લાડ લડાવે,
મોટા ભાવે,
અંક હુલાવે !
કરે ખમા–ખમા!

ખરી છે ને આ
દુનીઆ !
ઓ રે મા !
હૈયું શારે;
પાટુ મારે,
પડો વખારે !
એને શી તમા–તમા ?

૩-૯-૧૯૪૫

# સાબરની દીકરી

આથમણી ઊગમણી સળગી લડાઈ ને જંપ નહિ એકે વાતે રે લોલ
મોટાં મોટાં શ્હેર દીવા અરધેરા મીંચી ઊભાં રહે રાતે રે લોલ
અમદા તે વાદનો ગોરો કલેકટર હુકમ કેવા તો કાઢે રે લોલ
નવું કોત્યક એક દીઠું કે ઊટની ડોકે દીવો ટિંગાડે રે લોલ
રેંકડીવાળાને બબ્બે દીવડિયા આગળ પાછળ લટકાવવા રે લોલ
રૂપાં ને રાયમલ રેંકડી હંકારતાં, બે બે દીવા રોજ બાળવા રે લોલ
લક્કડિયા પલ પર આવી પૂગ્યાં, ત્યાં સાબરની લ્હેર એક હાલી રે લોલ
રૂપાંને મુખડે પરસેવો લૂછતી, દીવો રાણો કરી ચાલી રે લોલ
રાયમલ! રાયમલ! આગળ શે ચાલશું? સાબર વેરણ થઈ ઊભી રે લોલ
આપણે મલક એને વારે ત્હેવારે ક્યારે નથી રજ દૂભી રે લોલ
સામી છાતીએ દીવડો ટકે નહિ, ઘરની તો રહી ગઈ છેટી રે લોલ
બસ રે ઊભી શું રહી છે એમાં તે, જાણે રાજાની બેટી રે લોલ
બેસી જા ઉપર, ને સોડિયામાં લે આ દીવો, છું હું ખેંચનારો રે લોલ
નથી મેં મોટરે ઘુમાવી તને, આજ અસવારીનો તારો વારો રે લોલ
તું યે શું? -કહીને લાજે લચકાતી, બેઠી રૂપાં કરી સોડિયું રે લોલ
ઝગમગ રૂપની સામે ઝંખાતું અંદર શરમાતું કોડિયું રે લોલ
રાયમલ! રાયમલ! હળવેરો હાંક લ્યા! સામી મોટર અથડાશે રે લોલ
પેલો નવાબજાદો પંડે હાંકે છે, એની નજર ઠરડાશે રે લોલ
રાયમલ તો જાણે પાણીનો રેલો, ઊંધું ઘાલીને દોડે રે લોલ
હૈયે દીવો ધરી રાખી હરખતી રૂપાં દેખી રહી કોડે રે લોલ
લક્કડિયા પલના લોઢાના થાંભલા એને ચચ્ચાર આંખ ઊઘડી રે લોલ
ઝગમગ ઝગમગ રૂપનો દીવો ફરકી ગઈ સાબરની દીકરી રે લોલ

૩૧-૫-૧૯૪૪

## કવિજન!

**आषाढस्य प्रथम सुदिवसे**
ક્ષિતિજે ઘનવૃંદોનાં દરસે,
કવિજનનું ઉર પ્રીતિતરસે
ચમક્યું ચેતનમાં.
મેઘદૂતની મનભર વાણી
માંડી વાંચવા, ત્યાં ઉભરાણી
સ્મૃતિ. હતી જ સુદૂરે રાણી
નૃત્યનિકેતનમાં
આલ્મોડાના. ગઈ તે હમણાં
વેકેશન ગાળીને; નમણાં
નેત્ર તણી પજવી રહી રમણા
પરંતુ કવિમનમાં.
મેઘદૂત મૂકીને પડતું,
ચિંતવતું કવિઅંતર રડતું,
વિરહનિવારણ કાંઈ ન જડતું
ગહરા ચિંતનમાં:
વાયરમાં શું હૈયું સમાયે?
કાગળ સઘળા સેન્સર થાયે.
મોકલીએ, જો કોઈ જાયે,
સંદેશો. પણ હા
વી.ટી. પર ક્યાં ટિકિટ મળે છે?
વૃથા અરે મુજ અશ્રુ ગળે છે!
ઊંચે આ વાદળ ગગડે છે
તે મુજ દુઃખ મહા

પ્રિયા કને કરશે જ નિવેદન.
કાલિદાસ કે મુજમાં ભેદ ન
એને; કરશે વળી અવેતન
સેવા પ્રેમિકની.

પરંતુ પ્રિયને પૂછી જોઈએ,
—અણસમજી વાતે ન મોહીએ,
રડતાં પ્હેલાં આંખ લ્હોઈએ,
—એવા ડ્હાપણની

લ્હેમાં પ્રિયને પત્ર મોકલ્યોઃ
'પત્રે ભાવ રહે અણઉકલ્યો.
ક્હો તો કહું સંદેશ મોકળો
વાદળની સાથે.'

વળતી ટપાલમાં પ્રત્યુત્તર
આવતોક પડયો ઘરઉંબર–
માં, અક્ષરની લઢણ સુસુંદર
રચેલ મૃદુહાથે.

ફાડીને કવિ સભર ઉમળકે
વાંચે : 'તારા ગીતની હલકે
રખે વ્યર્થ તે વાદળ છલકે!
હોયે ત્યાં જ હજી

તો ક્હેજેઃ વિણ ધાન્ય મરે છે
બધું બંગાળ, અને ટટળે છે
કંકાલો કણ માટ, ભળે છે
સૃષ્ટિ પ્રભુસરજી

ધૂળ મહીં! તો કરે ધાન્યભર

મળે પહેલું જ માર્ગે ખેતર,
વર્ષીને ત્યાં મનભર સત્વર.
કહેજે કૈંક તું યે.
બસ ત્યારે ! જો ઘંટ બજે છે,
બંગ-રાહતે નૃત્યો જે છે,
તે માટે સૌ વેશ સજે છે.
પ્હોંચું ઝટ હું યે !'

૩-૭-૧૯૪૪

## કૈં કૈં મને થાય છે !

તું તો પ્રિ'તમ કમાલ ! જાણે કૈં ન બન્યું હોય
એમ બસ ઠંડે પેટે ત્રણ ટંક ખાય છે.
પ્રેમમાં પડ્યો છે અને દૂબળો પડ્યો ન જરી
ઉલટાનો રોજરોજ જાડો થતો જાય છે.
આને બોલાવે ને એને હસાવે વળી
અન્યને રીઝાવા લઈ સિનેમામાં જાય છે.
ઓછું એ સો હોય એમ ઉપરથી મળી મને
હસીને બોલાવે ત્યારે કૈં કૈં મને થાય છે.

૧-૧૦-૪૪

## બાલાશંકરને સ્વાગત

આવો બાલ ! રસર્ષિ સૌમ્ય દ્રષ્ટા,
સ્નેહાલાપ સુહંતી સૃષ્ટિ સ્રષ્ટા;
સ્વર્ગંગા શુભ માળ કંઠમાં છે,
માશો આ મનની મઢૂલીમાં કે ?

ગુલની મહક ક્યાંથી ? ચહક બુલબુલની શી ?
મહેકી ખુતનની આ ક્યાંથી કસ્તુરી ?
ક્યાંથી જાગ્યો શિરાજ-નિર્ઝરનો સાદ ? આજ
ઓચિંતી નૈનોથી નીતરે મસ્તુરી !
માશુકની પદરજ દરવાજે આ ક્યાંથી ? આમ
ચમકી ગઇ ગજબનાક આંખો બે ભૂરી !
ડાહી ડાહી અમારી કવિતાની ફિશિયારી
ફગવી તેં બાલ ! ને શી જગવી ફીતુરી!

ફૂટ્યો અગાધ હૃદયદ્રવનો ફુવારો
તેં ના ગણ્યા રસિક ! રૂઢ સમાજ દંભ;
સૌન્દર્યસોમ તરસે ચિર રાચનારો,
તું મૂર્તિમંત રસ ગુર્જરીવિપ્રલંભ.

ઘણો એકાન્ત તો સેવ્યો, ઘણું મૌન સહ્યું પ્રિય ?
આમંત્રે ગુર્જરીકુંજે તને સૌ આજ શ્રોત્રિય.

પધારો, રસવાંછુના વસો મંદિર મંદિરે,
હૈયે હૈયે હવે ડેરા નિત્ય હો જન ગુર્જરે.

વિયોગી રસયોગી હે, બાલ તોયે અનુભવી,
ક્લાન્ત શ્રીશૃંગગામી હે, મસ્ત હે સ્વસ્થતાચ્છવિ !

ચરણરેણુ ઉરઆંગણે પ્રિયાની
નયનઅંજન સમાન તેં પ્રમાણી.
અલકની લટ સુગંધફોરતી જે
તવ સુકાવ્ય વિણ ક્યાં મળે જ બીજે?
કવિચત્ શૃંગારાંગે રસભર તરંગે ઠમકતી,
કવચિત્ કાવ્યોલ્લાસે સલિલવિધુહાસે દમકતી,
કવચિન્ નિર્વાણોર્મિ પ્રબળ, રસ સૌ જ્યાં શમી રહે;
સદા આત્મનૂધારા ત્રિપથ ઉર તારા થકી વહે.

તારી ક્લાન્ત! કલાપિકાન્તમણિને કર્ણે રમેલી ગિરા
ખેલો સૌ શ્રવણે સુખશ્રુતિ, રસપ્રૌઢા, સમાધિસ્થિરા.
હો સૌના ય સરસ્વતીપ્રણયનું સૌહાર્દસંતર્પણ,
ને હૃત્કોષ સુધા વધાવી તવ મેં તે હો તને અર્પણ.

૧૯૪૨

## જગતબઝારે

બ્હેરા જગતબઝારે ગાવું, કહો શું ગાવું?
જ્યાં કોઇએ કહે ના: ગા એવું, ને ન આવું.
આ સ્વર્ણ-અંધ દુનિયા દેખે ન દિલની દોલત,
ત્યાં છે જ બે ય સરખું જો લાવું કે ન લાવું.
દિનરાત રાતદિન હું સોચ્યાં કરું–મરું–છું:
અહીં છે મુકામ મારો તો ક્યાં બીજે હું જાઉં?

૧૬-૫-૧૯૪૪

# દયારામનો તંબૂર જોઈને—

'છબી રતનને દેજો, તંબૂરો રણુછોડને-'
બોલી, દેહ કવિ છોડે; ન તે છોડતી સોડને.
ગયો ડભોઈનો આત્મા, ગયો સદ્ભક્ત વૈષ્ણવી;
ગયો ગુર્જરીનો કંઠ, ઊર્મિમત્ત ગયો કવિ.
કિંતુ આ બેઠી છે તેનું શું શું રતનનું ગયું?
—'છબી રતનને દેજો, તંબૂરો . . .'

જોઈ—સાંભર્યું

હૃદયદ્રાવી એ દૃશ્ય ને શબ્દો અંતકાલના
કાને ગુંજી રહ્યા—જોઈ પ્રદર્શને કલા તણા
દયારામ કવિનો ત્યાં મૂકેલો ક્યાંક તબૂર.
સૂતા શાંત સમાધિમાં કવિપ્રેરિત સૌ સૂર.
કોક ફાલ્ગુનીસન્ધ્યાએ વસંતાનિલસ્પર્શથી
કૂદી ઊઠી ગીતધૂને નાચેલો કવિ હર્ષથી.
તંબૂરો રૂહે ગયો હાથે, તારે નર્તતી અંગુલી,
કવિહૈયેથી ઊભરી હોઠે સરસ્વતી છલી
હશે નાચી રહી ગીતોની અનાયાસલ્લાસિકા,
ચમકાવી સ્મિતોત્ફુલ્લ ચારુ ચૈત્રની ચંદ્રિકા.
ને જ્યાં આષાઢી અંધારે વિરહે રજની સુહી,
આત્મા વલોવીને જાગ્યો હશે નાદ તુંહિ તુંહિ.
શરચ્ચંદ્રે લહે જ્યારે રસશ્રી ગગનાંગણ,
આ જ તંબૂરને તારે નાચ્યો રાસેશ્વરીગણ.
કદી શિશિરની લાંબી ઉષ્માહીન નિશા વિષે
બન્યા એ તાર સૌ મૂક, જેમ આજે અહીં દીસે.
કોઈ જોતું નથી ને—ત્યાં જોયું મેં આમતેમ ને

ચુકાવી આંખ ઊભેલા રક્ષકોની, સરી કને
કંપતી અંગુલીએ તે તાર છેડ્યા ધીરેકથી.

....

—જેમ કો સંગ્રહસ્થાને મૂર્તિઓ એકએકથી
ભવ્ય રૂપભરી સોહે ને વચ્ચે સ્વૈર સંચરે
યુવા રૂપરસે દંશ્યો, થંભી ત્યાં સહસા અરે
મૂર્તિ વીનસ્–દ–મેલોની સામે, મુગ્ધ અવાકશો
ઊભે, પ્રસારી ગભરુ કર, ને કરી ના કશો
વિચાર, સ્તબ્ધ સૌ મૂર્ત વીરોનાં ભૂલી લોચન
અંગુલીટેરવે સ્પર્શે વિશ્વોન્માદી અહો સ્તન.
અને તે હાથમાં તેના અરેરે! રૂપ ના'વતું.
આ તો પ્રતિકૃતિ! કે ના અહીંથી ઊપડયું હતું
ટાંકણું તે મહાશિલ્પી તણું! તો યે કંઇ કળ્યો
રૂપમૂર્છિત તે શિલ્પીચિત્તમાં કોતરાયલો
સ્ત્રીના સૌન્દર્યરસનો સ્વચ્છ આરસઊભરો,
ટેરવે ટેરવે થૈ જે પ્રવેશી શોણિતે સર્યો.—

....

સહસા ચોંકીને મારા સ્વરવિહ્વલ માનસે
કર્ણોને કહ્યું: વીણા લો, ઝણકાર શમી જશે.
ને ત્યાં તારની આછી તે ઝણણાટી ધીરેધીરે
આછેરી થતી, ના થંભી તે પ્રદર્શનમંદિરે,
વટાવી ગુંબજો ઘેરા ગૂઢ પ્રાક્તનકાલના
શમી અંતે જતી ઉરગુંબજે કોઇ સ્ત્રી તણા.–

રેવાનાં શાંત ગંભીર નીરતીરે મળ્યો મહા
મેળો યાત્રાળુનો, સન્ધ્યાસ્નાને તે અર્ચતો અહા

સરિદ્વરા રુદ્રકન્યા નર્મદા નિત્યશર્મદા.
રેવાનાં તટતીર્થે તો કવિને જવું સર્વદા.
આજ શિષ્યોથી વીંટાઇ જમાવી સાન્ધ્ય કાલના
રમઝટો મંજીરાંની ને નિનાદો કરતાલના.
એકતારા પરે ઝૂકી પોતે દિલવલોવતાં
ગદ્ગદ્ કંઠે પદો ગાતાં અશ્રુઓ નિગળ્યાં હતાં.
ડોલી'તી મેદની સારી, મોડેથી વિખરી, અને
છેલ્લા પોતે રહ્યા, દીધું મોકલી શિષ્યવૃંદને.
કર્યું નમન રેવાને સ્મિતે ગલિત ચિત્તથી,
ડગો ઘર ભણી માંડયાં, ચાલ્યા સ્હેજ હશે મથી.
દયાર્દ્ર દગ થંભી ગૈ ને 'જો! જો! રણછોડ તો!
શું છે?' બોલ્યા. જુએ છે ને શિષ્ય જ્યાં માર્ગ મોડતો
તટના શાન્ત એકાન્તે વાળીને બેઠી સોડિયું
વિધવા,–સમાજના જીર્ણ વૃક્ષનું શુષ્ક છોડિયું.
નિરાધાર નિરાલંબ,–વર્તે બ્રહ્મદશા મહીં!
'ચાલો ઘેર!' –કવિ બોલે. 'ઘેર!' ત્યાં ગજવી રહી
પડઘો પાડીને રેવાતટની દૂર ભેખડો.
'આજ્ઞા છે વત્સ! રેવાની, છો રાજી થતી!' ત્યાં પડયો
કાને શબ્દ, 'મને ક્‌હો છો? હું તો રતન!' સાંભળી
દૂગંગો ઓશિયાળો એ સાદ હૈયું ગયું ગળી.
'સિંધુ તો દે, હવે રેવા માંડી રતન અર્પવા.
રેવાની બલિહારી છે! રણછોડ!' પછી જવા
ઊપડી મડળી ઘેર, ચાલે છે કવિ મોખરે.
મોડી રાતે ય પુરમાં થયો સંચાર તો ખરે.
રાજમાર્ગે હાટના સૌ થંભોને આંખ ઊઘડી,

માળિયાં જાળિયાં સૌ તે કરે એવા પડાપડી.
કવિ દૃઢ પદે ચાલે આંખે ના ઓસર્યાં અમી,
વંટોળ લોકલૂલીના ઊઠ્યા એવા ગયા શમી.
થતાં જ પડખે આડે, સ્વપ્નમાં–અર્ધ સ્વપ્નમાં
તરંગો ઊઠવા લાગ્યા રેવાકલ્લોલની સમાઃ

–પ્રભાતે જિન્દગી કેરા એ જ રેવા તણે તટ,
ફોડ્યા'તા કાંકરીચાળે પનિહારી તણા ઘટ.
અને નાનપણે એવાં કૈં અળવીતરાં કર્યાં,
ઝાલી પાલવને ઊભો રહ્યો નેત્રે રસે ભર્યાં.
લૈ હથોડી ધસી આવ્યો મુગ્ધાનો વર, ત્યાં છળી
એ જ રેવા તણાં નીરે ઝૂકાવી કાયહોડલી.
તજ્યું ચાણોદ, કર્નાળીઘાટે રેવા-અમી જડ્યું,
લાવણીલલકારે ત્યાં કાવ્યસૌભાગ્ય ઊઘડ્યું.
રેવાનાં પયપાને તે અનાથ શિશુ ઊછર્યો,
પછી ગુર્જરી-ગંગાએ ગંગાનો કોડિલો કર્યો.
દોડ્યો વત્સ, યથા મત્સ્ય જળ બ્હાર, જઈ પડ્યો
ગંગાનાં સલિલે, વિશ્વનાથને ચરણે ઢળ્યો.
પછી કૈં કૈં દીઠાં તીર્થો, 'પૃથ્વી પ્રદક્ષિણા' કરી,
દીઠા સિંધુ–દ્વારકા જ્યાં રામેશ્વર અને પુરી.
સર્વત્ર સિંધુકલ્લોલે રેવાની લ્હેરખી સ્ફુરી,
વ્યોમસાગરમાં યે તે રેવાલહરી અંકુરી.
તટના સૂત્રમાં ગૂંથી તીર્થરત્નોની માલિકા,
રમે ભારતના વક્ષે કોડિલી વિન્ધ્યબાલિકા.
તીર્થસારસની હારો ગૂંથાઇ ગીતવ્હેણથી,
પૃથ્વીહૈયે ઊડે એ તો રેવા સ્વપ્નશી સ્હેલતી.

જલે રેવા, સ્થલે રેવા, નભે રેવા વને જને,
માતા રેવા, પિતા રેવા, રેવા ભગિની બંધુ ને.
બપોરા જિન્દગી કેરા નમતાં, ચારુહાસિની
વત્સલા એ જ તે રેવા બની શું સહવાસિની!–

પછી ના કાંઈએ જોયું, સેવા રતનની ગ્રહી.
(આ તે છે જિન્દગી કેવી ઢાંકચાં સૌ ધીકતાં અહીં!)
ના ખપે હાથનું એના કાંઈ, તો યે સુતર્પતી
સંભાળે સારવારે, ને કૈં કૈં સેવા સમર્પતી.
હતા વડ સમા પોતે, તે કાસાર સમી બની;
જિન્દગી એમ સામીપ્યે–દૂરત્વે સહ્ય શી બની!
પૂછો તો ભોળી એ ક્હેશેઃ લડચાં ઝૂઝ્યાં રિસામણે,
હું શું જાણું દીઠું શુંએ મારામાં એવું એમણે?
ન જાણે તો ય તે એની સદા આંખ રહી હસી,
ન જાણે કાવ્યની ગૂંચો, કેવી તો ય થતી ખુશી?
મૂંગી મૂંગી સુણી ગીતો કીર્તનો ભજનો પદો
કોની પ્રાણકળી ખીલી, વિસારી સહુ આપદો?
કવિના શબ્દથી નાચે સૌ રાસેશ્વરીમંડલ,
કવિને નચવે કોની ઉરશ્રી મત્તમંગલ?
દીપી ઊઠચો કવિકંઠ કોના હૃદયતંતુના
ગુંજનધ્વનિમાં, યાત્રી બન્યો માર્ગે અનંતના?

પડચો એ મૂકીને હૈયાસાજ, રે કોકદિ ખરે
ઉપાડચા કવિએ ડેરા જવા વૈકુંઠમંદિરે.
‘છબી રતનને દેજો!’–કહ્યું! એ ઉર તો છવિ
વજ્રથી કોતરાઈ છે યાવચ્ચંદ્રધરારવિ.
ભલે દીધો ભલા ભાવે તંબૂરો રણછોડને;

દીધી રતન કોને, જે છોડે ના હજી સોડને?
આજે એ વિધવા સાચી–જે પુનર્વિધવા–બની,
વ્યથામથિત ઊંડેથી ઉરતંતુ રહ્યા રણી.
તંતુઝંકાર એ વ્હેતા અનંતે અણઆથમ્યા.
–જોઉં છું તો પહોંચ્યો હું મુકામે!– સ્વર ના શમ્યા.
કાળને હાથ તંબૂરો: હૈયાતંતુથી ભરવી
ગુંજે ગુર્જરકુંજે, ત્યાં ડોલે શી કવિની છવિ!

૫–૫–૧૯૪૪

## સૂક્ષ્મ સ્પંદો

કવિહૃદયથી ઊઠ્યો તે તો ન શબ્દ વિરામશે,
સહૃદય જનો શોધી આત્મનૂ-ગુહા મહિં રાજશે.
દ્વિગુણિતરસે ત્યાંથી ભાવિક્રમે રમણે ચડે,
ઉર ઉર અહો! સૂક્ષ્મ સ્પંદો તણા પડઘા પડે.

૨૮–૧–૧૯૪૨

## શ્રી. સુમિત્રાનન્દન પન્તને

'હમારા તો વિદા હિ મિલન!'
'હાં! મિલન હિ વિદા!'
કરોમાં ગૂંથાયાં ઋજુ મન
ગૂંથે અલ્વિદા.
દ્વીપકલ્પ–પ્લૅટફૉર્મે પરે
હાંફે દિલ્હીમેલ.
ઉતારુનું કીડીયારું ચોમેર ઊભરે;
જામી સદાની તે ઠેલાઠેલ.
વચ્ચે બે હૃદયે રચ્યો દ્વીપ.
ઊભા ક્ષણ આપણ સમીપ,
ઊર્મિમૂક, અંગુલિવાચાલ;
રક્તસ્પંદ પૂરી રહે તાલ.

અચાનક છોડી હાથ, મૂકી
ખભા પર પૂછયું તેં: 'શા હાલ?'
'રંગહીન રંગભૂમિ સૂકી'–
ચોમેર મેં ફેરવ્યો ત્યાં હાથ;
કહું: 'છે ને પૂરતી તો લૂખી?'
'અહીં શું? બધે જ!'–દીધો સાથ
કપરી એ વાતે યે તેં હસી
આછું; એક કપાલે ઊપસી
લસી રેખા, હાસ્યનો તો છેદ
ઉડાડયો એણે ઉઘાડી ભેદ:–
હિમાદ્રિની પૃથુ પગથારે

પ્રકૃતિપારણું ભલે તારે,
અમે કવિતાશિશુ જે કાલાં
તેના ભલે ગાય અહીં હાલા
ભીમરવ ભૂંગળાં ભેંકાર;
તુહિન વાદળની ત્યાં હાર,
અહીં ભલે અંધ ધૂમ્રલેખા
આથડે આકાશે જીર્ણરેખા;
જુએ ત્યાં તું બેસી સૂનમુન
પતંગિયાં—'પવનકુસુમ;'
અહીં ભલે અમે શ્યામમુખ
ભૂંગળાં ગણીએ ભૂંડાંભૂખ;
—હૃદયે શું તારે શું અમારે
ધૂણી ધખે ઉલ્બણ અંગારે;
એક જ ભારત અવધૂત
ખોખરું હસે, શું મૃત્યુદૂત
કાપાલિક, અમૃત લૈ ઠાલે
પાત્રે, —ભગ્ન નિજને કપાલે!
વટાવીને સ્વપ્ન સીમાપ્રાન્ત
નિરાશા વિસ્તરે, અનાક્રાન્ત
વીર્યભર્યા મહાપુરુષાર્થે.
ગુંગળાવું ચોમેરથી સ્વાર્થે
ફેલાવેલા દુઃશ્વાસોના વિષે;
મૃત્યુ જીવે જીવનને મિષે.

'એઇ! કપ્સ્ટન એક પકેટ!'

'એટલી ભલે હો મારી ભેટ !....
કૅવેન્ડર બે પૅકેટ....ભલા,
દિલ્હી સુધી ચાલે શું આટલાં?...
ઑર બે!' 'ના આંખ ઠીક નથી.'
વાતે વળ્યા વળી, અણુકથી
કથા ઊભરાઈ ક્ષણ ચાર,
ઊભો નહિ વચ્ચે ઉપચાર;
તારે મુખે ફરકે ન થૅંક્સ,
મારે મુખે લાગણીની ઍક્સ
તણી આછી આર્જવજલ્પના,
તારે સ્મિતે સૌહાર્દ કલ્પના
સોહે સ્વચ્છ શોભન સાકાર.

ચલો! હવે ગાડીની ન વાર.

ઘડી અધઘડીનાં મિલને
મિલન–અમિલન દિલને
ઊતર્યાં અનુભવમાં નેક.
હશે દેશ ખૂણે ખૂણે કૈંક
કવિજન, સારો દિન ગાય
તો યે જેની કથા રહી જાય
અણગાઈ. અગાધ આરતે
ગાતા હશે આજ સૌ ભારતે.
અન્નહીન બેહાલ બંગાળ,
વિરાટ તાંડવે નૃ–કંકાલ
ચગ્યાં ચારોમેર, વચ્ચે બસુ

ગાવા કરે; પ્રાણ તસુતસુ
ટૂંપાતા વતનના સૌ જુએ.
અર્ધભૂખ્યા કર્ણાટ બાજુએ
બેન્દ્રેની બજે છે મન્દ્ર વીણા,
રોટીગાને પ્રસિદ્ધ પ્રવીણા;
પુટ્ટપ્પાની સમાધિ અઘોર
વીણી રહી શબરીનાં બોર.
ગાયાં કરે કવિજન, કટ્ટુ
અનુભવોમાં યે ભાવપટુ.
નજરૂલની નજર તો દેખો,
આવતો દુકાળ એણે પેખ્યો.
પચાશેયે ધરે જો ખામોશ,
તો તે ભલા શાનો પછી જોશ?
દિલ્લા સાથે રામ પંજવાણી
રણકાવે સિંધુતીરે વાણી.
કોડીલો ગાતો કુસુમાગ્રજ,
હાથે હંસવાહિનીનો ધ્વજ.

ગાયે ગાનમત્ત કવિકુલ,
અંતર્ગૂઢ વેદના વ્યાકુલ.
જીર્ણ શાખા પ્રશાખાઓ રુક્ષ
ફેલાવી, ભારત વટવૃક્ષ
ઊભો ટગુમગુ, વડવાઈ
દૃઢમૂલ ધરામાં રોપાઈ
તે બધીને નમણે ઝૂલણે

કવિકંઠ કિલ્લોલરમણે
ચઢચો, નવજીવનની આશા
ગાઈ રહે. અરે હશે શા શા
આરોહાવરોહ દૂરાદૂરે
પ્રગટતા પ્રાણભર્યા સૂરે?
નજાને! જાણું કે જીર્ણતરુ
થશે નહિ નષ્ટ.
થયું શરૂ
નવવૈતાલિકો! નવ ગાન,
કરો પૂરું પ્રોલ્લસિતપ્રાણ.
ભલે હો વેરાન ઘડી આજ,
શાની રુંધામણ? શાની લાજ?
બેદિલી કે બુઝદિલી શેની?
આપણે શો દિન, શેની રેણી?
કાલિદાસકાલે યે નિશ્ચિત
ધરા ન્હોતી પુષ્પ આચ્છાદિત.
શકુનદલ તણા ઘેરા,
હશે ભૂખમરાના યે ડેરા.
પણ અન્ય દેશે અનિરુદ્ધ
કંઠ ગાજે કવિઓનો, યુદ્ધ-
મોખરેથી. માનવનું મન
મુક્ત બને, લણે શાંતિધન,
તદર્થે લખે તે રક્તગાથાઃ
મનુમુક્તિ માટે અમ માથાં.
પ્રત્યેક ત્યાં બૉમ્બ જ્યારે ફુટે

સાથે મનસંકડાશો તૂટે,
એવી એને ઉમદા ઉમેદ.
છોડી તોડી સર્વ મનુભેદ,
સંસ્કૃતિ પ્રગટે સુપ્રસન્ન,
કોઈ ઝૂંટવે ન કોનું અન્ન,
—માનવભાવી એ ભવ્ય તણા
કંઠ બની, બનો યે પ્રેરણા.
આજે ભવ્ય ઈતિહાસ માગે,
એટલું આવ્યું છે અમ ભાગે
બજાવી જવાનું યુગકર્મ,
દેશધૂલિ પ્રેરે કવિધર્મ.
ધરણીનું સુકાયું છે અમી,
કરવી તે આર્દ્ર હૈયાં ઝમી.
ભારત ના અવાક ગભરુ
શોભે; એની વેદનાનો ચરુ
ઊકળતો તળિયે જ છેક
સમસમી રહ્યો; મૌનટેક
અપમાને લાદેલી છોડાવી,
—કવિકુલ! તારે હાથ ચાવી,—
ઉઘાડી ભારતનું અફાટ
જર્જર હૃદયનું કપાટ
ઊંડે રહ્યો આત્મ સમસમે
કરી દો પ્રગટ તેને તમે.
હાથે લઈ દુર્ભિક્ષડમરુ,
ગાઓ: મરે યુગ પેટભરુ.

ગાઓ: ગયો યુગ પેટભરુ.

ઊડી એક ચીસ તીણી પાડી,
ચમકી ઊઠી ત્યાં સ્હેજ ગાડી,
ચમકાવી ઉતારુનાં દલ,
રુંધી ક્ષણ જનકોલાહલ.
પછી સરી રહી ધીરેધીરે,
ગઈ.
      આજે સ્મૃતિને સમીરે
તરી રહે બારી બ્હાર રાખી
મુખ, તેં નજર આમ નાખી,
રચેલ સુકોમલ અંજલિ.
ગઈ ગાડી: ગઈ હશે ગળી
અહીંની સ્મૃતિ યે બધી તારી,
કૅવેન્ડર જેટલી યે યારી
આપી નહિ હશે એણે; કોઈ
સ્ટેશને કે જંકશને જોઈ
ભૂખ્યોદુખ્યો ભિખારી કો વૃદ્ધ
કે કો તુમાખીખોર સમૃદ્ધ,
નેત્ર અનુકંપાવિસ્ફારિત
થતાં નવસ્વપ્ને જાગરિત,
હશે મારી સ્મૃતિ ક્યાંક સરી
પડી અધવચે; હવે ફરી
ક્યારે થશે મળવું નિરાંતે,
આવા જગે હમ શો એ વાતે?
B. B. સાથે E. I. નો ટ્રક

થઈ જાય, ઘડી નિધડક
તેમ સાથે સાથે આપણે યે
મનોયાત્રા કરી કંઈ બેયે.
રહી ચિત્તે, સ્ફુરે તે સર્વદા–
તારી મૃદુ અંજલિની અદા.
સંપુટે એ હતો એક તારો,
બીજે હાથ હતો ન શું મારો ?
સંપુટે મિલન અને વિદા,
કવિ, અલ્વિદા !

૧૩–૭–૧૯૪૪

## કવિતા

ઊર્મિ સ્થિર થઈ શબ્દે ચૈતન્યે ધબકી રહે,
–કાવ્ય એને જ તો કહે.

૯–૫–૧૯૪૪

# કવિધર્મ

કરી પ્રલય ભૂમિકંપ મયદાનવી ખેલતો
સ્થલે જલ જલે સ્થલી રચત જે પ્રદેશે ઘુમ્યો,
નહીં શું સ્ફુરશે વસંત તહીં વેલીશું ગેલતો
થયે સમય દક્ષિણ પ્રમદ દિગ્વધૂથી ચુમ્યો ?

કુટુમ્બ અથવા વડું સભર ભાઈભાંડુ ભર્યું
વિખાય સહસા પડ્યે અશનિ, થાય ઉદ્ધ્વસ્તશું;
કુંવારિ કુલવેલ,–યૌવન રગોરગે પાંગર્યું
ક્ષણાર્ધ પણ થંભશે? ઉછળશે ન એ મસ્ત શું?

કદીક જનલોક તેય કવિ! ખૂબ માઝા તજી
ચગે કલહતાંડવે, વિવશ આત્મઘાતે મચે;
દબાવ ઉરઊભરા જરીય તું ન, વીણા સજી
પદો મનુ ઉરોર્મિનાં અમૃત-સારવ્યાં છો રચે.

વસંતરસ યૌવનપ્રસર જેમ, રહેશે બની
મહા જનવિમર્દમાંય કવિશબ્દ સંજીવની.

૧૩–૧૦–૧૯૪૩

# ત્રિવેણી

વહે હૈયે મારે ધવલજલ ગંગા શુભમના,
અને વ્હેતી શ્યામા મદમલપતી મત્ત યમુના.
પ્રવાહો ગંભીરા,
વહે બંને ધીરા;
હસે ગંગા ધન્યા અમૃતમય કલ્યાણવહના,
પ્રગલ્ભા તે અન્યા રસમુખર સૌન્દર્યગહના.
યુગોથી એકાન્તે હિમપડ પડ્યાં આત્મ ભરીને
સરે બંને ત્યાંથી પ્રભુકિરણસ્પર્શે પિગળીને.

જટાજૂટેથી જે ત્રિનયન તણા છૂટી હસતી,
અને તો યે વેગે પુનરપિ હર-દ્વાર ધસતી,
વહે તે વાત્સલ્યે સુભગસલિલા જહ્નુતનયા,
રહે રેલી જાણે ગલિતચિત સ્રષ્ટા તણી દયા.
લહે જેને ભાવો પતિત સહુ યે પાવનકરી,
દહેલા ચિત્પૃષ્ઠે ઉતરી અમીની શીતલઝરી.

પ્રવાહે આ બીજા હૃદયયમુનાના, કદિક તો
સ્ફુરે કાળી કેરાં વિષમ વિષ, સૌ એ શમવતો
તટે જાગે વેણુસ્વર મધુરવો ગોપશિશુનો,
રમે ગોપીવૃંદપ્રથિત પડઘો રાસરસનો.
પછી માર્ગે ક્યારે મરણઅનુભૂતિ સ્ફુરી રહે,
અને આયુઃસ્રોત સ્ફટિક છવિ કો તાજની લહે.

કદી આ કાલિન્દી
મદીલી સ્વચ્છન્દી પથઅધવચે વ્યાકુલપદે

જતી દોડી ગંગા નિકટ, ઢળવા શાન્તવિશદે
મહાસ્રોતે, પાછી ફરતી જરી કૈં વિઘ્ન નડતાં;
સરી પાસે વ્હેણો, વિમુખ થઈ જૂદાં જ પડતાં.

નહીં આવે ગંગા
સુહાગી શુકલાંગા નજિક સરતી શું સ્મિતવતી ?
વધાવી, લૈ અંકે વિકલ યમુનાને, જરી થતી
સ્વયં કિલષ્ટા છોને ! સમરસ થશે જ્યાં ઉભય તે,
અપૂર્વશ્રી રહેશે શિવમય લસી ત્યાં નવ પથે.

ન કલ્યાણોર્મિમાં હૃદયઅભિસારો શું ભળશે,
બની બંને એક દ્વિગુણગતિએ લક્ષ્ય રળશે ?
અને તો તો ત્રીજું
સુધા ભીંજ્યું ભેળું વહન પણ સારસ્વત હશે.

૩૧–૫–૧૯૪૫

## મછવો

હૈયાની સૌ લાગણીનાં તુફાન
પીંખી રહે છે નિત ચિત્તના શઢો.
સંકલ્પનું ત્યાં દૃઢ છે સુકાન,
શ્રદ્ધા ઝગે છે ધ્રુવ વ્યોમદીવડો.

૨–૯–૧૯૪૫

## નેપથ્યે નર્તિકાને

ધીરે શ્વસો, હૃદય હે સુકુમાર, ધીરે!
છાંડો હવે હરણફાળ; ન પારધી રે
છે કિંતુ કાવ્યકલનિર્ઝર આ તમારી
પૂંઠે, સુણો કટિ અને નયનો સમારી.

છેટા રહ્યા જખમના કરનાર ક્રૂર,
સૌ માંસભક્ષક ગયા રહી દૂર; દૂર
જે નેત્રની અણીથી દેહ પરોવનારા,
તારે, કુંણા હૃદય, જેથી પડયાં પનારાં.

હો સ્વસ્થ, શાન્ત, જરી શીતલ વારિ પી લે,
ને કેવું જો કવનનિર્ઝરમાં તું ઝીલે!
વિશ્રબ્ધ થૈ ઘડીક ડોલ, મળી અમોલ,
નેપથ્યની જગતજંગલમાં બખોલ.

પાછાં વળી અહીંથી બ્હાર જવાનું તો છે,
કૈં લોલ લોચનનું લક્ષ્ય થવાનું તો છે.
તો જે ક્ષણાર્ધ, ક્ષણ વા, મળી અંતરાલ,
તેમાં ઘટે ભુલી જવી જગરંગજાલ.

જો રંગભૂમિ પર આ પડદા નમ્યા છે,
તાલીસ્વરો ગગનગુંબજ જૈ શમ્યા છે;
તે જેમ સિંધુરવ મંદ્ર સુદૂર તીરે
ગુંજે શ્વસો ઘડીક તો અવ દેવિ! ધીરે.

ધીરે, અધીર ઉર, ના ધડકાર આવા
વિશ્વાંચલે સરલતાથી કહીં સમાવા,

અંગાંગથી જગવિયાં મદતાંડવોને
વંટોળ આમ જ તણાઈ સ્વયં જશો કે?

ને નૃત્યની ઘુમરીઓ પર નાચતું જે,
આકાશના ઉડુ-સુયુગ્મશું રાચતું જે,
તે ચક્ષુયુગ્મ સહસા ખગ કો વિપક્ષ
પેરે પડ્યું ઢળી સુખે કશું ગ્લાનિદક્ષ!

શાની અધૂરપ તને, ઉરઑરતા શા?
કે પ્રાણની વણપુરાઈ દુરન્ત આશા?
તું લીલયા જગત જે હડસેલનારી,
તેને શું કોઈ શકતું દઈ કૈં જ, નારી?

શા એ હતા અભિનયો, રસસ્યંદનો એ,
ઉત્કંપ એ રુધિરના, ઉરસ્પંદનો એ,
મુદ્રા મનોહર. અનુદ્ધત અંગહાર,
ચારી સમે રુચિર તે કટિભંગભાર!

પૂર્ણેન્દુની નિધિજલે વિલસે કલાઓ,
ને ગુંજી રહે અવનિની કલમેખલાઓ,
એવી જગે સુરવ તે ભરતી નચાવી,
મસ્તી વિલોલ પ્રતિચિત્ત મહીં મચાવી.

અંગાગના સુભગ ભંગ દહે દગોમાં,
ઝંઝા ચગે જરીક ઝંકૃતિથી ઉરોમાં.
રોમાંચકારિ નમણા તહીં નેત્રપાત,
ને સ્તબ્ધતા વિતરતા મુખભાવ માત્ર.

પૃથ્વી ક્ષણેક ઘુમવાનું જતી જ ભૂલી,
લે ઘૂમડી અધુકડી જરી જ્યાં તું ફૂલી.
ને ઊછળી ઉછળી છાતી પરેથી નીચે
તારા, અને મનુજનેન ઉચેરૂ હીંચે

તારા અરે પગતણે ઠમકાર માત્ર
હૈયાં તણાં કંઈ જતાં ઠુકરાઇ પાત્ર.
કાંઠા સુધી વળી જતાં છલકાઈ કોઈ
જેણે સુખેથી ચરણે તવ જાત ખોઈ.

ધીરે, હજી ય સ્તનકંપન દેવિ! ધીરે
પ્રેરો નહિ મદિલતા અદકી સમીરે
ને ખોલવાં મૃદુલ એ દલલોચનો જો,
સંસારને કંઈક સાન્ત્વનદાયિ હોજો.

આ એ જ લોચન, જગત્ ઘુમરાવનારાં!
ક્યાં નેત્ર તે સદય દિવ્ય સુહાગી તારાં?
આ તો અરે કુટિલ કાચ કૃતાન્તછાયા,
આનંદઅશ્રુ તણી ક્યાં ગઈ ઊડી ઝાંયા?

આ સાચવી જગત કાજ હતાં શું રાખ્યાં?
કે એ જ જે વદન તેં જગને ય ઝાંખ્યાં?
લીલા વિકાસી સખિ! તેં રસલોચનોની
સામે જગે વિલસી કાચતણા કણોની.

હા મેં ય તે ઘડીક કાચ લઈ ઉછીના
નિર્દોષ અંતરથી દેખી તને સુદીના!

પામી શકે હૃદયના લય દૂરબીન?
કે યંત્ર શાં નયન જે લયદૃષ્ટિહીન?

શું દૃષ્ટિહીન દગમાં દગરંગ ઢોળી,
કે રિદ્ધિધૂળ મહીં નૃત્યની ગંગ રોળી,
કંપી ઊઠચો, હજી ય કંપી રહ્યો, રસાલ
તારો સુધાધવલ પ્રાણુતણો મરાલ?

ગાત્રત્રિભંગ તણી રેલમછેલ લીલા,
નેત્રચ્છટા, રમઝટો રસની રસીલા,
લેખે હશે નહિ શું વા સહુ એહ લાગી?
—એ શંકતાં હૃદય કંપી ઊઠચું અભાગી?

એકે દીઠાં નયન ને સ્તનભાર અન્યે,
આણે મુખચ્છવિ, વળી કટિ તે સુધન્યે,
આત્મા દીઠો લયવિલાસી ન, એહ દાહે
છાતી રહે થડકતી તવ, નર્તિકા હે?

પૂર્વે અનેક તવ દર્શકવૃંદ એવાં
હોજો ભલે, વળી ભવિષ્ય વિશે હશે વા;
આજે ન શૂન્ય હતું વૃંદ, હતી પધારી
જોવા તને રસિક પૂર્વજની સવારી.

તારે પદેપદ, સુમંજુલ તાલતાલે
ને વક્ષને સ્ફુરણુ, સુપ્રભ ભાલગાલે
આભા ઝરી ગઈ નવીન છતાં પુરાણી
રંભા અને મદભરી વળી મેનકાની.

ને કોણ ત્યાં ભરકટોરી પિયે સુધાની ?
ગાયત્રી-ગાયક ઋષિ મુજ પોપચાંની
પીતા સુઅંજલિ રચી શતધાર સ્રોત,
ને દેવ કોટિક વસી મુજ ચક્ષુજ્યોત.

દીઠી કલા વિલસતી વળી ઉર્વશીની,
જે ભૂલી પૂર્ણ પુરુષોત્તમ મોદમીણી
મોહી ગઈ પુરુરવા–પુરુષે. ધરા ઓ!
ધન્યા, જહીં મનુજ વાંછતી અપ્સરાઓ.

દેવો દીઠા અભિનયે તવ વીતધૈર્ય,
ઇન્દ્રાસનો ડગમગ્યાં ધરતાં જ સ્થૈર્ય,
ને ભવ્ય ભારતકુલાંકુરની જનેતા
કેરો દીઠો ઉગમ એક સુનર્તને ત્યાં.

જોવા મળ્યા મુજ દગે મુનિમાનવો તે,
ઉન્મેષમાં સ્ફુરી નિમેષથી જાય પોતે;
જોનાર નેક, વળી નર્તનહાર નેક,
શું સંવિધાન રચ્યું તેં હતું એ ક્ષણેક!

ને એમ દૃષ્ટિ, રમતાં તવ અંગઅંગે–
અંગાંગમાં રમી રહ્યા તવ આત્મ સંગે,
જોતી છટા અજબ સુંદર જે સુનેરી
રૂપો મહીં લસી અરૂપ તણી અનેરી.

અંગાંગથી–અધરથી, કટિભારથી વા,
તુંગ સ્તનાગ્ર થકી, લોચનધારથી વા,

શૃંગે ચડી તરલ માંસતરંગના ત્યાં
'હું છું!' 'હું છું!' વદી રહ્યો તવ સૌમ્ય આત્મા.

શું નૃત્ય કોઈ જ સમાજ સમીપ વ્યર્થ,
જે સ્થાપવા સુલય વિશ્વ વિશે સમર્થ ?
જો, જો, રચી સતત લાસ્ય યુગાંતરોથી
નર્તતી આદ્યજનની જગમંગલોની.

પ્રત્યેક તાલ ગતિ, ગાત્ર ત્રિભંગ પોષે
સંવાદતત્ત્વ વિષમે અહીં વિશ્વકોષે.
ને એમ આ બધિર મંદ જગત્ ક્રમેથી,
જો એકરાગ બન્યું, તો તવ શા શ્રમેથી.

ઊઠો સુધીર! અધરે સ્મિત રમ્ય ધારી,
શ્રી આત્મની નિજ પદે ધરી દો દુલારી!
ઊઠો રચો રમણરાસ રસાંગણે હો!
ધીરે જગત્-જવનિકા ઉપડે પણે જો.

૧૨-૩-૧૯૪૨

## જે રાસ ખેલે—

જે રાસ ખેલે તટકુંજ તે ના
ગોપાંગના સોળસહસ્રથી જ.
કાલીફણામંડલને નમાવી
નાચ્યો હતો એ જ સલીલનૃત્ય.

૨-૬-૧૯૪૨

# ચિત્રવિધાતાને

તું સત્યનું નયન, સૃષ્ટિ બધી રસંતું
સૌન્દર્યથી; જહીં થતો તુજ સ્પર્શ માત્ર,
ત્યાં રૂપ કો નિરવધિ સહજે લસંતું;
પૃથ્વી બને છલકતાં અમૃતોનું પાત્ર.
'હો ભર્ગ!'–એ સુભગ સર્જકવાક્યના જે
બ્રહ્માંડને ભરીભરી પ્રતિઘોષ ગાજે,
એનો તું મૂર્ત પૃથિવીપટ સાર રાજે.

ઊડી સમુદ્ર સરખા હૃદયેથી તારા
ઊચે સ્ફુરે સતત મંથનબાષ્પ શાં ય,
ઝીલી રહે ભીતર સત્યપ્રકાશધારા,
ને સામસામી ક્ષિતિજે પુલ ત્યાં રચાય.
છો સત્યસૂર્ય ભણી પીઠ હજો અમારી!
એનું સ્વરૂપ, પણ, મંગલરંગધારી–
તેથી ન વંચિત અમે કરુણાથી તારી.

આત્મા તણો અણઘડ્યો અણમૂલ હીરો
સૂતો દટાઈ કહીં શોણિતઅસ્થિમાંસે.
એને તું ગોતી દિનરાત રહે અધીરો,
એના જ અસ્ફુટ પરંતુ શુચિ પ્રકાશે.
ને લાધતાં, વિકટ કાનસ સાધનાની
લૈને રચે શત પહેલુ; સ્ફુરે મજાની
શી સત્યરંગરમણા તહીં છાનીછાની!

તું દૃષ્ટિકેન્દ્ર અમ માનવનેત્ર કેરું.
સૌન્દર્યના વિવિધ અંશ ચડે અમારી

દ્રષ્ટે, પરંતુ કદિ રૂપ અમે અનેરું
સૌન્દર્યનું નવ સમગ્ર દીઠેલ; નારી-
જૂથો દીઠાં પણ સ્વયં નહિ નારી દીઠી.
એની થવી તત્ર કૃતિ મહીં ઝાંખી મીઠી,
જ્યાં પ્રેમની ઝલકી ઊઠતી પુણ્ય પીઠી.

આકાશની જવનિકા ઉડુથી ખચેલ
ખેંચાઈ આવતી શિરે નિરખી નિશાએ.
મોહ્યાં ય લોચન, ભૂલી જઈ કે વસેલ
વિશ્વો તહીં ગહનમાં; જગ કૈં સમાયે
તારે લઘુ ફલક. ના રસપાળ તૂટે;
સૃષ્ટિ અશેષ ઉતર્યે પટ તે ન ખૂટે;
વેરી રહ્યો તું ક્ષિતિજો તહીં હાથ છુટ્ટે.

હું જોઉં છું ફલક એ લઘુ, રોકતો જે
અલ્પાલ્પ શી સ્થલસપાટી; અસીમ ઊંડું
સીમા મહીં સ્થલ બન્યું તહીં બંદિ મોજે;
ચૂમી, શમ્યો ઉપર મૂર્છિત કાલ રૂડું.
ચિત્રો પૂંઠેનું સરતું સ્થલ, ચિત્રણોમાં
રેલાય સંભ્રમ નવીન અનંતનો ત્યાં,
સાધી રહ્યો તું સ્થલકાલરસાયણો જ્યાં.

હા કાલ! રે પ્લવ વિના નવ જંપ એને!
તીણા નહોર ભરતો સ્થલપાંસળાંમાં.
સૌન્દર્ય ઘૂર્ણિત-સુલોચન જોતું ઘેને
ધીરે ધીરે ઝરી જતું અમી આંગળાંમાં.
ઓ કાલ આવત લઈ ઋતુરંગફૂલો,

દૈ રૂપને વસન જાય અરૂપનું જો !
એને રહ્યો ન અડવો અવ ડાઘ [illegible].

૧૯-૧૧-૧૯૪૧

## અવનીન્દ્રનાથને : ૭૦મા વર્ષે

—ઉદ્ધારી ભારતકલા લઘુ તૂલિકાગ્રે
કોણે, પુરા પૃથિવી જેમ મહાવરાહે ?

૧૯૪૧

# કવિ

[ એના વ્યક્તિત્વનાં બે અંગો–सः અને अहम्–વચ્ચે સંવાદ ]

તે–શું છે?

હું–        નથી કંઈ જ!

તે–                                લે! કંઈ બોલ, બોલ.
    શાને રિસાય? કથની તુજ સર્વ ખોલ.

હું– તું તો વદે કંઈ ન. પાણીથી પાતળો હું
    વાચાળતાથી બનું.

તે–                                શું નવ હું ય મોહું
    વાચા વિષે?

હું–                        બહુ ય! શબ્દથી મૌનભાર
    આચ્છાદતો તું, રજની જ્યમ અંધકાર
    નક્ષત્રના પટ વડે છુપવે. અરે ના
    કેમે ય કામ પડશો તુજથી! ન જેના
    છે વર્તને જરી ય તે સુકુમાર ભાવ.
    સારું લહે તુજથી વિશ્વ રસોર્મિલ્હાવ,
    ટાળે તું એક મુજને, મુજમાં વસીને!
    છે યાદ શબ્દ કદિ એક વદ્યો હસીને?
    ને સર્વ નિષ્ઠુરપણું ઠલવાય તારું
    આ ધન્ય પીઠ મુજ ઊપર! જાય મારું
    આયુષ્ય વેઠ કરતાં તુજ, ને તને તો
    મોં ખોલવા ન અવકાશ કદી રહેતો!

તે– એ તો ભલા ઉલટની સહુ વાત, શાને
    બોલાવવા બહુ કરે તું મને પરાણે?

હું– જોયું ? કથા રહી જ આખર એ લલાટે !
મેં શું કર્યું ન તુજ ખાતર ? વાટઘાટે
ઘૂમી તને ઘણું ઘણું રિઝવ્યો: ફુલોના
પુંજે સુગંધિભર કોકિલબુલ્બુલોનાં
ગીતો સુધાસ્રવત મેં સુણવ્યાં; સુકુંજે
દીધી સુષુપ્તિ, જહીં કલ્પનસ્વપ્ન ગુંજે
મત્ત દ્વિરેફ સમ; નિર્ઝરવારિતીરે
તર્પ્યો તને મદિલ મ્હેકભર્યા સમીરે.
ને અંજનો નયનમાં કંઇ ગ્રંથઅર્કે
કીધાં, વધી ચમક જીભની પ્રૌઢ તર્કે.
અર્પી તને વિવિધ પ્રીતિ જગજ્જનોની,
લીલા ચખાડી કંઇ લોલ સુલોચનોની.
કહે તું જ, એથી વધુ તે પછિ શું કરું હું ?
તારું પરંતુ કદિ એક ગયું ન ઊંહું !

તે– શું થાય બીજું ?

હું– થઇ શું ન શકે કંઈ જ ?
તારી અને નથી મને સમજાતી ખીજ.
હું હાંફતો કદિક દૂરથી દોડી આવું,
થાશે પ્રસન્ન ગણી મેં ધન ગુપ્ત લાવું.
મૂકું કરે તવ હું કંપત પત્ર મૂક;
શું જાણ્યું શી રહી ગઈ ય હશે જ ચૂક,
તું જોઈ સ્હેજ કરી દે ટુક હાલ ભૂંડે,
ને કાળજાની કરચો મુજ સાથ ઊડે.

તે– ભારે તને પડતું કષ્ટ ?

હું– ન રે! મજા છે!
જાણે તું —આ સુમનસેજ સમી સજા છે?

તે– તારી જ એક જગમાં શું નવી નવાઈ?
જન્મી કંઈક અણબોલ ગયા તવાઈ.

હું– તે તો થવું જ નિરમાયું દિસે!

તે– ભલે તો!

હું– મૂકું છું જા! હું ય તને બસ તો વહેતો!

તે– તે જેવી તારી મરજી! ન મને કદાપિ
તું ફર્જ પાડી શકશે, પણ, ધાક આપી
કે માંદલાં કવિપણાં કરવા, ઊંચા વા
હૈયા થકી અદવગાં વળી ગીત ગાવા;
ઊડાવવા વિતથ લાગણીના ગબારા,
રેલાવવા રસથી રોતલ વા લવારા.

હું– શાને ન તો ભભકરંગભર્યા મિજાજે
તું કાઢતો નવરસોમિલચંત સાજે
સૌન્દર્યસંભૃત સુછંદસવારી તારી?
રહેશું અમે નિરખીને નયણાં જ ઠારી.
ખેલાવ છંદ નવલા તું રવાલ ચાલે,
લૈ રાંગમાં, અસપ કો અરબી મિસાલે.

તે– કેવું તને સુભગ તે ગમતું જ ચિત્ર?
ને સર્વ આચરણ તો જયમ હો અમિત્ર.

હું– શું હું અમિત્ર? વળી તે તુજ?

તે– તું ય તે! હા!

હું– ક્યારે કહે તુજની રુંધી જ સર્જનેહા?

તે– ઘેરી પડ્યો તું ભરડો લઈ, કો ન બારું;
ને જો રહે કૃપણ આ રસવિશ્વ મારું.

હું– મારું ગજું શું? ઊલટો કંઈ વેળ, ભાઈ,
ચાલ્યો જતો હરણ મારું કરી તું ક્યાંઈ!
રહેતું શરીર પડી છેક જ સૂનમૂન.
લોકોય તે બહુ હસે મુજ જોઈ ધૂન.

તે– રે વાહ! દે પત મને ન, જમાવી છાનો
તું ડાયરો અણગણી કંઈ વાસનાનો
બેસે; ન ત્યાં કરી શકું જરી ડોકિયું યે.
ઊભો બહાર રહું ભિક્ષુક જેમ.

હું–                                   તું યે
બોલે અરે શું? જગરંગ વિષે ગળેથી
ઝાલી ન તું જ પટકે મુજને બળેથી?
ઘૂમાવતો, જલ વિષે જ્યમ હોઉં મચ્છ!
ને રાખવા જ તવ તો કર બે ય સ્વચ્છ!
ઝંકારતો તું રસતર્પક કાવ્યવીણા,
ને લાજ ના કદિ તને મૂકતાં જ હીણા
શબ્દો મુખે મુજ જગત્‌વ્યવહારમાં, તે
લાગે ઘણું વરવું. ભૂલી શકે શી વાતે:
તું સત્યનું મુખ?

તે–                         હિરણ્મય પાત્રથી તે
જોજે ન ઢાંક્યું કદિ જાય જ કોઇ રીતે.
દારિદ્ર્યસંવનનનું વ્રત હો કઠોર!

હું– ને ના તથાપિ થવું નિર્ઘૃણ કે નઠોર!
કેવો તું? તૃપ્તિ તુજને નહિ કે જીવાડ્યો,
સેવા તને અરપી આજ લગી, રમાડ્યો.
તેમાં તને નવ જરી પણ ઊણું ચાલે,
ને રિક્તતા તું લખતો બસ આ કપાળે.

તે– ના રે મને, અવરને પણ સેવી રહેવા.

હું– સેવા જતાં જ કરવા બહુ લીધી સેવા.
ના કોડ એ અવ રહ્યા !

તે– મુખ દેખવાનાં
રહેશે મળી!

હું– મુજ શરીરની સૌ શિરાનાં
ઊડાવ તું રુધિરશીકર, ને ચહેરા
જો બિંદુ બિંદુ પર અંકિત કૈં અનેરા.

તે– મુદ્રા હશે પ્રતિમુખે મુખ એકની જ?
કે બેની? કે પછિ....?

હું– મને ન પૂછીશ ચીજ
એ એક! છોડ મુજને !

તે– અળગો રહીશ
સંસારથી? સ્વજનને ઉર ના વહીશ?

હું– તે હા અરે સ્વજન! ને ઉર! અંક મારા
વિશ્રંભથી દિનનિશાભર જે સુનારા,
હા તે જ ઝોકું મુજને જરી આવતાંમાં
ર્હેલા બધાથી ગળું મારું દબાવવામાં.

તે– તેથી દિસે હલક કંઠની ખૂબ ખીલી!

રીઝાવવી ય દુનિયા પડશે હઠીલી !
કહે શું કરીશ ?

હું– કંઇ ના; જરી છું સગર્વ.
જેથી હું વંચિત, હુંથી પણ એ ય સર્વ.
ના હું ભમું જગત પાછળ.

તે– કેમ એવું
ચાલે ? ભલા ! જગતનું ભરવું ય દેવું.
જે તું કંઈ સકલ તે બધું શું ન એથી ?

હું– હું જેમ જેમ રિઝવું, સરકે કરેથી;
રીઝે સ્વયં કદિ વળી ધસી આવી હોંસે;
દોલાયમાન દિનરાત પ્રસાદરોષે.
પામ્યો કંઈક, અહ ! આખર કિંતુ હારી
ખોવું, ખુવાર થવું !

તે– ને ધરવી ખુમારી !
તું દેખ કે જગત છે થયું કોઇનું યે ?
તો કાં રિબાય ?

હું– બહુ વારું છું ચિત્ત હું યે.

તે– રે એ બધી મુમત કે મમતા તજીને,
સોંધું અને કવચ-નિઃસ્પૃહતા સજીને,
તું ઘૂમ ગુપ્તચર જેમ ભવિષ્ય કેરો
ને કોઈને તુજ હજો નહિ વાંકળ્હેરો.
જો મંડપો વિવિધ માનવતાલચેલ,
જો રંગ જે નિરવધિ અહીં છે મચેલ.
જો ઊર્મિપૂર વહતાં કરી ઘૂઘવાટ,

મીંઢી અને હૃદયશૈત્ય તણી થપાટ.
ખાખી તું ઘોમઘખતાં કંઈ ચિત્ત દેખ,
હૈયાની પાનખર કોઈ રખે ઉવેખ.
જો પ્રીતિમાં સ્ફુટ તિરસ્કૃતિ જે થતી જ,
શંકા-અમાસ પછી ઊગતી ભાવ-બીજ.
જો અશ્રુમાં લપકતાં કંઇ હાસ્ય છાનાં,
ઘોળ્યાં સ્મિતાસવ મહીં ગરલો ઘૃણાનાં.
વેરો તણાં નભઉછાળ વૃથાવલોણાં,
જો તંતુતંતુ તુટતાં સુકુમાર સોણાં.
વંટોળ દેખ ચગતા જરી મૌનમાંથી,
જો શાંતિનું ધડકતું ઉર ગર્જનાથી.
જો કાર્ય, કંકર શકે ડૂબતા સમુદ્રે,
આલસ્ય સૌ વિલસતાં વળી નૃત્ય રુદ્રે,
નૈરાશ્યમાં મલપતી અનિવાર્ય આશા,
જો કીર્તિકામણફસેલ તણા તમાશા.
દુર્દમ્ય રૂહે નિરખ ઉદ્ધત યાતનાઓ,
સત્તાપ્રમાદ વળી મૌનવિમાનનાઓ.
ને કોઇને ન તક દે તું પ્રતારણાની,
ગાંડો તું—એ તવ રહે જ બડાશ શાની ?
બેસી બિમાર જનના બળતા ઉશીકે
રાતોની રાત નિરખ્યું કયમ ભાલ ધીકે ?
ને જાય જો ઉતરડી યમ માંસલોચો,
રે શો કુટુમ્બજન-દેહ વિલાય પોચો !
આ જીર્ણશીર્ણ વિધિવંચિતની જુવાની,
જો ! જો ! પણે ભભુકતી કંઈ હોળી છાની.

આ જૂથ એક ધસતું ગણી અન્ય ભક્ષ્ય,
આ રાષ્ટ્રનું અવરને ગ્રસું એ જ લક્ષ્ય.
આ વર્ગ એક ઉંચકે અહ લોહપંજા !
ઓ દ્વેષથી પ્રગટ જો ચિર યુદ્ધઝંઝા !
દુર્ભિક્ષનું ડમરુ ને સ્વર રક્ત રેલે,
કંકાલ જો પ્રલયતાંડવ ઘોર ખેલે.
પેલું શમ્યું શિશુ સૂકી સ્તનડીંટડીએ;
ત્યક્તાની આ થવી પ્રસૂતિ કઈ ઘડીએ !
કો ગર્ભનો લઘુક અંકુર જો સ્ફુરંત.—
ને એની એ જ ઘટમાળ, ન ક્યાંઈ અંત.
આંખે ભરી હૃદય, ઘૂમ તું સૃષ્ટિચોક.
લોકે ત્રિકાલ લસતાં કુશલો વિલોક.
આ વિશ્વકોષ સભરો તુજને પ્રપન્ન,
તું ઝૂમ મુગ્ધ રસલુબ્ધ અલિ પ્રસન્ન.

હું– ના, રે ! પ્રવંચક, મને લલચાવી નાખ
ભઠ્ઠી વિષે અનુભવોની. રહે ન રાખ
અંતે; થવું અમર કૈં કરતાં જ તારે,
એમાં મને મફત ગર્દન શીદ મારે ?

તે– જાણું છું તારી શુભ દાનત, એકલો તું
ટૂંપો મને દઈ, ચહે જીવવા. ખરો તું !

હું– કેમે ય રે ન છુટવો તું લખ્યો લલાટે,
કે કલ્પી યે શકું ન તું વિણુ સૂની વાટે
આયુષ્યની ભટકવું.

તે– કહું હું ય એ જ.

જો જીવવું અવધ આ ભરી પૂરી છે જ,
જો જીવવાની ચળ ના જીરવાય કેમે,
આયુષ્ય, ને, વહી જવાનું જ છે જ એમે,
તો ગા અને શમવ કૈંક.

હું– વળી ફસાવે?
કૈં વાર તો તું અમથાં દળણાં દળાવે.
કો ઓરણું અધવચેથી જ ખાઇ જાય,
ને ઘંટીનાં પડ પરસ્પર બે ઘસાય.

તે– એ તો કસોટી; ન ગણીશ ભલા! ઘસારો.
કાચો બરાબર પચાવી જવો જ પારો.
કાં આપી કૌવત કરે બસ મસ્ત રાતો,
રૂંવેરૂંવે નિકળશે સહુ ફૂટી કાં તો.
છોને પડચાં પથ વિષે જીવલેણ વિઘ્ન,
રે ખેલવો જ બસ દાવ! न कम्पते बुधः ।
લે, જાઉં.

હું– ના! મિલનબોલ વિના રખે જા!

તે– ક્યારે પ્રસન્નમન પ્રેરું હું તેમતેમ,
ઉલ્લાસભેર હસતે મુખ તે લખ્યે જા
તું પ્રેમપત્ર લખતો બસ હોય એમ.

૨૦–૮–૧૯૪૪

# મુમતાઝ

મુખે દિવસરાત એક તુજ નામ, મુમતાઝ હે!
હવે મગજમાં ન યાદ પણ કાંઈ બીજી રહે.
જુવાની ગઈ ક્યારની ય, વસમા બુઢાપા ઢળ્યા;
હતાં સ્વજન, એક એક કરતાં બધાં યે પળ્યાં;
ન તખ્ત રહ્યું, બાદશાહ અહીં બંદિખાને પડ્યો.
મને ફકત આશરો તુજનું નામ. સ્વપ્ને મઢ્યો
પણે દિવસરાત તાજ મુજ દોસ્ત ધીરે કહેઃ
'અહીં તુજનું સર્વ!' સત્ય મુમતાઝ, મુમતાઝ હે!

અહો મુજનું સર્વ તું હતી, હતી જ દિલખેલતી.
ઢળી નુરજહાંની સાંજ, તહીં પૂર્ણિમા તું હતી.
હતી અમૃતહોજ, મૂઠ સમશેરની તું હતી
લડાઈમયદાનમાં; સિહણ શી રહી સ્હેલતી
સદાય મુજ સંગ, ને શિબિરમાં જ ક્યાં આખરે
મને બદનફૂલ ભેટ તુજ અર્પવામાં અરે,
થયો ઉજડ બાગ ખૂદ! દમ જીવ આ શે લહે?
કરી ઉજડ જિન્દગી ચલી ગઈ જ મુમતાઝ હે!

કરી ઉજડ જિન્દગી? પછીથી લાગવાની હતી
—બચી ગઈ તું દેખવાથી—અહ આગ પ્રજાવાળતી
તિમૂરવડલાની ભવ્ય વડવાઈ એકેક હા!
સપૂત તુજ ચારમાંહીં ખુનરેજી જાગી મહા.
શહીદ રૂહધર્મનો અદલ એક દારા થયો,
શુજા વનમહીં શમ્યો ક્યહીં મુરાદ માર્યો ગયો!

ન આલમગિરે રહે સુખથી આ કલેજૂં દહે
પસારી બદબૂ સમા જુલમ ઘોર, મુમતાઝ હે!

જરી ય બદબૂ અરે ચમનફૂલ તારાં થકી
કહે મુલક કે જહાં મહીં શી રીત ફેલી શકી ?
અજોડ મુજ બાગ તું, હું ય અજોડ માળી હતો !
ગુલો પ્રગટિયાં, થઈ પ્રગટ કેમ ખુશ્બૂ ન તો ?
જહાંગિર પિતા થકી જરીક બેવફા હું થયો,
મળ્યો જ બદલો,–ભલે વખત કેદખાને ગયો;
તવારિખ વિષે અધન્ય પળઃ ભાઈ ભાઈ ગ્રહે
પરસ્પરની જાન ! જાય સહ્યું કેમ મુમતાઝ હે !

સહ્યું બહુ ય ને રહ્યું કંઈક તે ય લેશું સહી,
હવે બદનસીબ જિન્દગી હશે ન ઝાઝી રહી.
બિચારી અરધી થઈ ગઈ જહાનઆરા ય તે,
કરે જ ઉઠવેઠ; એક બસ ધૂનઃ રૂડી ગતે
મળે કબર સાદગીભર જમીનની ઘાસ ને
ફુલો પણ ઉછેરતી. મુજની તો પ્રિયા તું કને
જગા નિરમી છે જ તે ચિધત તાજ બોલી રહેઃ
'અહીં જ તકદીર તારું!' મુમતાઝ, મુમતાઝ હે!

મહાન તકદીર! બેય તહીં જોડમાં પોઢશું,
અને કબર સંગમર્મરની બેય શાં ઓઢશું !
કયામતદિને હશે પણ મને તને ભાર એ
ઇમારત તણો, ફગાવી શકશું જ ઓથાર એ
અરે કયમ કરી ? પરાઈ, પ્રિય, રૂપની ચાદર
લઈ જ અપનાવી આપણ સૂશું, ખુદાનો ડર

ન રાખી જરી ! મેં કર્યું ખરચ દ્રવ્ય, રે એ સહે
ઢળ્યું ન દિલ મારું, કોકનું ઢળ્યું જ મુમતાઝ હે!

ઢળ્યું દિલ, શિલાશિલા મહીં, મહાલ ચણનારનું.
થયું પ્રગટ સ્વપ્ન એહમદ–મહાન મેમાર-નું.
કશું સ્વપન! આત્મસૌરભભર્યું શિલાપુષ્પ આ!
થિજ્યું મરણશૈત્યમાં વિધુરું પ્રીતિનું બાષ્પ આ!
ઝમ્યું અમર મૃત્યુગીત, નયનો થકી શ્રાવ્ય આ!
સુહાગી યમુનાતટે હૃદયનું મહાકાવ્ય આ !
શિલાકવિનું સર્વ એ, નૃપનું લોક છોને લહે;
હતું હૃદય એનું, સાધન જ મારું, મુમતાઝ હે !

પુરાઇ પ્રિય ! અન્યની હૃદયલક્ષ્મીનાં તું પડે !
અરે મુજનું મોતી તે અવરને પડયું દાબડે ?
શિલાકવિ કરી ગયો નિજનું સ્વપ્ન અસ્પૃશ્ય ને
સલામત, થયું જ પાક તુજ પોઢવાથી; અને
ભલે વચન પાળ્યું, મેં ન તુજ કાજ કાંઈ કર્યું.
અરે બદન તારું રૂપભર બંદિખાને ઠર્યું !
કયામત લગી ભલે વસશું અન્ય-હૈયાગૃહે,
રટી રટી રચીશ તાજ, મુમતાઝ ! મુમતાઝ હે !

૧-૬-૧૯૪૫

# શિલ્પલાલસા

જોઉં સજીવ મુખ કોઇ શિલાકઠોર,
ચૈતન્યહીન, અતિ કર્કશ, ભાવચોર,
ચિત્તે મને થતું જ સર્જનહાર! ત્યારે,
કે છોડી દે તું ઘડવાં મુખ આવડાં રે,
કે લેઇ ટાંકણું શિલા થકી હું અનેરા
માનવ્યથી તરવરંત ઘડું ચહેરા.
ને શિલ્પલાલસ બની જતું હૈયું આ રે!

માનવ્યની–કદિક તો પ્રભુતાની છાની
ધારી રહે ઝલક સૂરત સૌ શિલાની.
ને એકવાર પ્રગટી, ન થતી અલોપ;
સ્થૈર્યે રમે, જગતઅંચલથી અગોપ.
ઝીલાય શૈલશકલે કણ ચેતનાનો,
ચ્હેરો જવો જ બદલાઇ પછી ધરાનો,
સૌન્દર્યનો જગપટે લહરાય રોપ.

શિલ્પી અહો અજબ સૌ જગઅંગનાઓ,
અંગાંગથી સરજી, લેતી અજોડ લ્હાવો.
પ્રત્યક્ષ પ્રીતિ-પ્રતિબિંબ કરી બતાવે,
ઊછેરતી હૃદયના અણમૂલ ભાવે.
સૂતા શિલાઉદર માનસગર્ભ મારા,
પોષાય તે મુજ ખમીર થકી જ સારા.
ને કેવું શૈલહૃદયા પ્રસવે રિઝાવે!

રે પાંજરે મુજ પડ્યાં સપનાં શિલાના,
છોડાવવાં સહુ ય તે; ગગને કલાના

ઉન્મુક્ત ઉડ્ડયન છો કરતાં વિલાસી.
મુર્ઝાયલા મુજ ઉરે મૃતસ્વપ્નરાશિ,
ટોચ્યાં કરી સતત ખર્ચવી જિન્દગાની.
સંજીવની સમ અહોનિશ ટાંકણાની
પી તીક્ષ્ણધાર, સહસા ઉઠશે જ હાસી.

હું લેઈને નિશદિ ટાંકણું પત્થરેથી
રેખાંકનો વ્રણ વડે કરતો ધીરેથી.
હે વિશ્વશિલ્પિ! તુજ ટાંકણું ઊંઘમાં ય
મારે મુખે રહ્યું જ ફેરવી તેજછાંય;
તારા અરે અનુભવી મૃદુ એ પ્રહાર,
હું શીખું છું સકલ શિલ્પ તણા પ્રકાર,
ને પામું કેમ ફરકે મુખ દિવ્ય ઝાંય.

ભાવો તણી પડી ઉરે મુજ કોટિ શલ્યા,
તે પાદરેણુથી કરી તું જજે અહલ્યા.
રે આવ! આપણ મળી ફરી એક સૃષ્ટિ
હા જોઇએ સરજી! જે ઉરભાવવૃષ્ટિ
ઝીલી શકે સતત, ચેતનની પિપાસા
છીપાવતી, બની રહે રસતૃપ્તિ આશા.
ને વિશ્વનેય કરતી ચરિતાર્થદૃષ્ટિ.

માન્યા જ દેવ અહીં પત્થર એટલા મેં!
ફોડ્યાં બધાથી શિર તો મુજ કેટલાં મેં?
હૈયું દઉં મનુજનું, ઝટ દે ન ચારી.
હૈયે તથાપી ધૃતિ એમ ન જાઉં હારી.
જો નાથ! કૈં હૃદય પત્થરશાં કર્યાં તેં,

જો! કૈંક પત્થર મહીં હૃદયો પુર્યાં મેં.
ના સૃષ્ટિ હો હૃદયરંક કદાપિ તારી !

૪-૬-૧૯૪૫

પ્રણય અને વિરહ

પ્રણય જીવનગીત તણો જ 'સા'.
વિરહ છે 'સમ' એ વળી ગીતનો.

૧૨-૮-૧૯૪૪

## આવ્યો છું મંદિરો જોવા—

આવ્યો છું મંદિરો જોવા, જોવા દક્ષિણ મંદિરો,
સેંકડો માઇલો કાપી,—ગિરિ ઓળંગી, કંદરો
વીંધતો રેલગાડીમાં વટાવી વન ને વડાં
મેદાનો માપતો વેગે ખેડેલાં ખેતરે મઢ્યાં.

ચોલ, ચૌલુક્ય ને પાંડ્ય, પલ્લવો, નાયકો અને
ધર્મી હોયશળે નિર્મ્યાં આ સુરમ્ય પ્રદેશને
ખૂણેખૂણે, વળી કૈંક લક્ષ્મીવંતે રચાવિયાં
નગરેનગરે ગામોગામ, ભવ્ય સુહાવિયાં
તટે સમુદ્રને શાન્ત લાંબી શતાબ્દીઓ થકી,
મંદિરો;—કૈંક ખંડેરો, કૈંક તો યે રહ્યાં ટકી;
કૈં તો વિધર્મીઓ કેરા કરે લોપ્યાં અમર્ષમાં,
લીલીસૂકી અનુભવી કૈં કૈં સહસ્ર વર્ષમાં
ઊભાં છે. કાલ તો ફ્રેન્ચ અને અંગ્રેજનાં દળે
કોઠીકિલ્લા ગણી લીધાં ખપમાં વસમી પળે.
અને આજે ય 'એ.આર.પી.' પાટિયાં લટકેલ છે,
—પ્રજાને બસ દેવોને ભરોંસે શી મૂકેલ છે!
દેશની શેષ આશા શાં જોવા આવ્યો છું મંદિરો.

ડોકાતાં તાલઝૂંડોની પૂંઠે તોતિંગ ગોપુરો.
ચાર દિઙ્‌નાગની સામે ઊભા ચાર દિશા મહીં
ટોપ પ્હેરેલ સંત્રી શાં. ક્યાંક તો લાગી છે રહી
લાંબી લંગાર કો ઊંચાં કો નીચાં ગોપુરો તણી,
વચ્ચે વિમાનની વીંટી આકૃતિ છેક વામણી.
ક્યાંક તો ઢગ શા આડાંઅવળાં ગોઠવી દીધા ?

વિભુની વિભુતાના શું ગંજ છે ખડકી દીધા !
સ્વયં દિગ્ગજરાજો શું આવી ઝૂલંત બારણે ?
શૈલકૂટ સમાં જાણે ચીંધી રહેતાં વિરાટને.
જગ ભંગુરની સામે ડોલતી ઉપહાસમાં
તાલનાં ઝુંડ માથેથી વાસુકીની ફણા સમાં.

અને અંદર ચોકે જે ઘાટીલા જળકુંડની
રમ્ય સોપાનમાલાને તટે ઊંચેરી માંડણી
પરે સભાગૃહ તણો સોહે સ્તંભસહસ્રથી,
એ તે મંડપ છે શું ? કે શિલાનું વન તો નથી ?

ને આ પ્રદક્ષિણામાર્ગો શા પ્રલંબ રચેલ છે ?
મોકળા, હાથીઅંબાડી સાથે યે સ્વારી સ્હેલ છે !

દીપમાળા રચી મોટા વર્તુલે, શેષનાગની
ફેણા સહસ્રશી; એની પ્રતિ ફેણે સુહે મણિ.

અને સામે જ નંદી જે બેઠો છે એ ય અલ્પ ના.
એની વપુસમૃદ્ધિની આવે શી રીત કલ્પના ?
ઊભો એ થાય તો એની નીચે થઈ શકે જઈ
બળદો શીંગડે ઊંચે, ભીડ લેશ પડે નહીં.
લંબાતી ડોક, ને કર્ણો સરવા દીસતા અતિ,
નીકળી જીભ ફૂલેલાં નસ્કોરાં જઈ ચાટતી.
બેઠો છે પગ વાળીને જમણે પડખે નમી;
થતું કે કદી બેઠી જો બરડે માંખ, તો જમીં
પરે પગ પછાડીને જોરમાં પુચ્છ વીંઝતો
થૈ જશે હમણાં ઊભો, સારી પૃથ્વીથી ખીજતો !
અને ત્યાં કંઠની એના માલાઓ ઘંટડી તણી

સૌમ્ય સાન્ત્વન રેલતી રહેશે મંજુ સ્વરે રણી!
મૂર્તિઓ ય મહાકાય: અનંતશાયિ વિષ્ણુ આ,
ગોમટેશ્વર આ, ઉગ્ર નૃસિંહ વિશ્વજિષ્ણુ આ.
'રાઈ'-'ચણા'-સમાણા આ ગણેશો હાથીથી વડા,
હોત શ્રીફળશા ત્યારે ગણેશો અહીં કેવડા?
મંદિરદ્વાર પાસે ત્યાં ઊભા છે રોકીને પથ,
આકાશ ચુંબતા ઊંચા અહો વિરાટ એ રથ!
ક્ષુદ્ર નામે અહીં કૈં ના, અને ના કાંઇ સાંકડું;
સીમાને ભેદીને રાજ્ય ભૂમાનું વિસ્તર્યું વડું.

સ્થાપત્યે ઊભરી જેવી સોહે ઊર્જિત ભવ્યતા,
શિલાશિલા તણાં હૈયે ઊભરે એવી રમ્યતા.
હમણાં જ છરીથી શું કાપીને ગોઠવ્યા ન હો,
દીવાલે પત્થરો એવા સોમનાથે સુહે અહો!
કંકણાકૃતિ સ્તંભો તે સંઘાડેથી શું ઊતર્યા?
સ્તંભે સ્તંભે ટાંકણાનાં જાદુ અજબ ઊભર્યાં.
અહીં આ હારની હારો હાથીની ચાલી જાય છે,
અહીં અશ્વો રથો દોડે, ત્યાં સૈન્યો અથડાય છે.
મત્સ્યવેધ અહીં, ને આ વાલીવધ, પણે વળી
શીંકે કનૈયો પ્હોંચ્યો છે ગોપબાલપીઠે ચડી.
હર-ગૌરી એકરૂપ અહીં, હરહરિ તહીં,
વેણુ વગાડતી મૂર્તિ ધ્યાનસ્થ કૃષ્ણની અહીં.
હંસપંખી તણી પીઠે અલવે દેહ ટેકવી
રતિ સ્વારી કરે, એને માથે કાક રહ્યો લવી.
શિવ ને પાર્વતી વચ્ચે નૃત્યની સરસાઈ આ;
નટરાજ તણી રમ્યરુદ્ર લીલા શી છાઈ આ!

'આવશે? નહિ આવે શું?' તર્જનીને ઊંચી કરી
વિમાસે નર્તકી, એની અંગુલિ કંકુથી ભરી.
ડાબે કર અરીસો ને માથેથી જમણો ઢળ્યો,
આશાભરી કરે ભાલે અંગુલિ થકી ચાંદલો.
કરે ચાપ, અને શું ત્યાં શરસ્થાને શરીર છે!
મૃગયા ખેલતી શી આ રમણી રસવીર છે!
વિવસ્ત્રા યુવતી આ થૈ વીંછી ખંખેરવા જતાં;
—એ તો કામ! કહે સંત, પેખી નિર્દોષ નગ્નતા.
શિરે કર મૂકી લાસ્યે રેલાવે રસનિર્ઝરી,
દુષ્ટને કરવા ભસ્મ સ્વયં મોહિની થૈ હરિ.

નાના સ્વરૂપથી આવાં સુહતાં ભવ્યસુંદિર
દેશની દિવ્ય સિદ્ધિશાં જોવા આવ્યો છું મંદિર.

નથી અસુંદર કંઈ, નથી કૈં અહીં ક્ષુદ્ર કે?
દેવો અને ભૂદેવોને મન કો નથી શૂદ્ર કે?
ભૂમા ને ભવ્યતા વચ્ચે નથીને મન સાંકડાં?
પ્રજા ઝાઝેરીનાં શાને લાગે છે મુખ રાંકડાં?
માર્ગે રહી બ્હારથી જ દ્વારોની આરપારથી
દેવની કરતા ઝાંખી લોક આ કૈં મથીમથી.

અથવા ભીંતબારીથી સોનેરી શિખરે પડે
દૃષ્ટિ, એમ જઈ ઊભે, પ્રભુપ્રસાદ જો જડે.
અને જે ગર્ભદ્વારે જૈ ઊભે મૂર્તિ સમીપમાં,
એય ભોળાં અદવગાં, ઝાઝાં તો મૂર્છિતો સમાં.
પુરુષાર્થ તજી ભીરુ માગે કે કોક ક્યાંકથી
કરે સાંધ્યા સ્વાર્થ સિદ્ધ, આશરો અન્ય કો નથી.

દાસ્યદુર્બળ હૈયાંની પ્રભુશ્રદ્ધા ય પાંગળી,
આવાંની પ્રભુ યે તે હા! ઝાલે શી રીત આંગળી?
જુગની જડતાના આ કોટકિલ્લા સમાં અરે
મંદિરોમાં હશે ક્યાં યે ભરાએલો પ્રભુ ખરે?

પ્રભુને ગર્ભગૃહથી કાઢી મૂકેલ હો ભલે,
ભૂમાભવ્ય શિલાવેશે રમે કિંતુ સ્થલેસ્થલે.
પ્રભુ પ્રત્યક્ષ સર્વત્ર શિલાનાં હૃદયે વસી,
સૌન્દર્યમૃગયા અર્થે આમંત્રે યાત્રીને હસી.
દેવ તો દેશનો ખૂણેખૂણો ભરી દિસે વસ્યા,
દેવનાં મંદિરોની—આ મનુષ્યોની જ શી દશા?
આજે વિદેશીને હાથે થયાં છેક જ જર્જર
દેશી મુજ,—દેવનાં એ જોવા આવ્યો છું મંદિર.

૧૧-૬-૧૯૪૫

## સંસ્કૃતિ

ખંખેરી ફેંકી દે વૃક્ષ પાંદડાં, ના કદી થડ;
રૂઢિઓ ખરતી રુક્ષ, ટકી રહે સંસ્કૃતિવડ.

૧૯-૮-૧૯૪૫

# સાંભરે

ડુંગરે ગાવલડી ભાંભરે;
મને રહી રહી સાંભરે, ડુંગરે૦

મારા ઘર પછવાડે ખંભેરિયા પર સાંભળેલી તે નથી ક્‌હેતો,
દખ્ખણુ જોવાને અમે ગ્યાં'તાં ત્યાં ડુંગરે સાંભળી ઓચિંતી એ તો,
નમતા શિયાળાની સાંજરે,
ડુંગરે ગાવલડી ભાંભરે.—મને૦ ડુંગરે૦

જોયાં મંદિર, જોયા દેવભૂદેવ ને ભાંડુડાં દેશનાં જોયાં,
ડગલે ડગલે દશા દેખીને દામણી ક્યારે તો લોચન લોયાં.
કાવેરીતીર ને કન્યાકુમારી ક્યાં, મૈસૂર ને ક્યાં હંપી?
કાલે ઇલોરા, અજંતા તે આજ, હવે ઘેર જઈ બેસશું જંપી.
જોઈ ગુફાઓ, એકોએક ઓરડે ઉમંગભેર અમે ઘૂમ્યાં,
પગલાં લોપાએલાં તપસીસંતોનાં ભાવલચ્યાં નયણાંએ ચૂમ્યાં.
મૂંગી ભીંતો કનેથી આછેરા લલકારે સામા જવાબ અમે ઝીલ્યા,
બાકી રહ્યું તે ભીંતછબીઓ છબીલીના દાખવે રંગ રસખીલ્યા.
ડુંગરનાં પડખાંમાં ધરતીમૈયાની અહીં ઊઘડી શી સુખડાની લીલા!
પ્રેમધર્મ થડકારે થડકે છે મંદ હજી પ્રાણો માભૂમિના હઠીલા.
વંદીને ઊતર્યાં નીચે ને ઠારી જરી વાગુરાના વ્હેણમાં આંખો;
નિર્જન સુમસામ ગિરિભેખડોની પૂંઠે ડૂબેલો ભાણુ થયો ઝાંખો.
વળતાં'તાં ઊઠી જ્યાં આખરે,
ડુંગરે ગાવલડી ભાંભરે.—મને૦ ડુંગરે૦

એ સાદે ડુંગરો વચાળમાં વહેતી વાગુરાનું પાત્ર ઊભરાયું,
પડઘાનો ઘોર સામસામે અથડાઈને આખું યે વ્યોમ વલોવાયું.

ઊભી ગુફાઓની ઉપર, ડુંગરને માથે, એ સાદ ફરી દેતી,
કોડભર્યાં યાત્રીને અમને અબૂઝને શું ય હશે ભૂમિ આ કહેતી ?

ઊભી અદીઠ ક્યાંક ઝાંખરે,
ડુંગરે ગાવલડી ભાંભરે.—મને૦ ડુંગરે૦

શું એ માભૂમિની હૈયાલક્ષ્મી આમ ઊંડી આરતે રહી રેલી ?
ઊભી અનાથ સાદ નાખે, નથી કોઈ પડતીવેળાનું બેલી !
ના ! રે એ તો અધીર વાછરુ કાજે વદે, ઊભરો જોઈ હૈયાનો.
તલસું છું વત્સ હું, માવડી ! ન રોકજે તારો ઉદ્દાર હવે પાનો.

તરષા જગાવતી અગાધ રે, ડુંગરે૦
તરષા છિપાવતી માત રે, ડુંગરે૦

મને રહી રહી સાંભરે,
ડુંગરે ગાવલડી ભાંભરે.

૨૯-૬-૧૯૪૫

## વસન્ત

સખિ, અવનિને અંગાંગે શો વસન્ત-નશો ચડચો?
સ્વર કહિ ઉઠચો જો તો ને કયાં જતો પડઘો પડચો!
મલયગિરિને હૈયે જાગી જરીક શી મર્મર,
હિમગિરિ તણાં ત્યાં તો ગુંજી ઉઠચાં સહુ ગહ્વર.

૧૯–૨–૧૯૪૨

# ગ્રીષ્મગીતા

વિરમતા સૂરો મૃદુલકોમલ વસંતલ ફાગના,
જાગ્યા અનાહતનાદ એકાએક ત્યાં વૈરાગના!
જટાજૂટ વિખેરતો જોગી ઉનાળો આવિયો,
નાખ્યા અડીંગા લીમડાનીચે, મુકામ જ એક એ એને ભલેરો ભાવિયો.

રાયણ ગળે, મહુડા ફળે, આંબા લળી લળી જાય રે,
નદીતીરે કરમદીનાં ઝુંડ ઝોલાં ખાય રે.
ગોંદરે વડ ડોલતા ને ચોતરે
પુરોહિત શા પીપળાની જીભડી પલપલ કરે.
—એને ન મીઠાં ફળ, ન કે ગંભીરતા;
કે વરી એને ન વાણીવીરતા.
ઘેઘૂર મૂંગી છાંય ઢાળે, ઊગીને પડખે ખડા,
ઘર ઉપર શીળી હથેળી ધરે ધરખમ લીમડા.

ના જુએ મધ્યાહ્ન, ના સન્ધ્યા જુએ,
વૈશાખના વંટોળિયા માંડે જ શાં રમખાણ ચારે બાજુએ!
ધખી ઊઠે ધરણિ, માથે લૂ ઝરે,
ઉઝરડા પડતા વનશ્રીને કપોલે ક્રૂર રે.
હાંફતી પૃથ્વીની ઘેરી આહ ઊંચેરી ચડે,
આકાશહૈયેથી ઊંડો નિઃશ્વાસ ત્યાં નિસરી પડે.
—આંગણે ને ઓસરીએ ભલા ઢાળ્યા ઢોલિયા,
મધુરપભર્યા ત્યાં લીમડા વાઈ રહે વાહોલિયા.

ગોરજસમે અવધૂત શો દિન ધૂંધળો,
ગૂગળરચ્યા મંડપ કને શો માનવીમેળો મળ્યો!

ઢમઢમ ધ્રડૂક્યા ઢોલ, ત્રાંસાં ગડગડ્યાં,
દૂર ડુંગરકોતરે પડઘા પડ્યા.
દીકરી વોળાવતાં માબાપનાં મહીં અર્ધડૂસ્કાં આથડ્યાં,
ને મહીં તે નવવધૂનાં કરુણ કોડભર્યાં ય ધ્રૂસકડાં ભળ્યાં.
ગાજે ઘૂંટાયા ઘોર ત્યાં શરણાઈના,
દૂરદૂર જઈ શમ્યા એ સૂર સૌ વનરાઈમાં.
મોડી રાતે ગામ આખું,
હરખ–થાક્યું,
નમાયું શું-પરાયું શું-શિશુ જાણે ઢબૂરાયું નીંદમાં,
ધીરેકથી ઢાળી રહે ત્યાં વીંજણા
કોણ બીજું રે–વિના તે સદાવત્સલ લીમડા?

ભર ઉનાળે વનસ્પતિના કોશ પ્રાણે ઊભરે,
સાંજટાણે જોબને મદભર દ્રુમો સૌ રસ ઝરે.
આ ભૂમિની મધરાત્રિઓ શી મસ્ત મનભર મઘમઘે!
નીતરેલી ચાંદનીમાં પરિમલો ઘોળાય અવની રગરગે.
વ્હેલી પ્હરોડે ઓસબીની ઠંડકે
આકાશતારા જ્યોતજર્જર દૂર આછા તગતગે.
નીચે ઠર્યો શા થર ઉપર થર મોગરાની મ્હેકના,
ઊંચે તરે તરવરે વાદળ લીમડાની કટુક ગાઢી ગંધનાં.
ને ત્યાં સરે સ્હેલાણી વચમાં અનિલલહરી,
કોક શું મદયૌવના છૂપાવતી નિજ પ્રીત ગહરી
એકલી ચલતી ચલે, ત્યાં એહના પાલવ તણા
એક છેડે તો મીઠી કડવાશની કંઈ ના મણા,
અન્ય છેડે આહ ખુશ્બૂ ખુશનુમા !
એકની ઝપટે મર્યો પ્રિય અન્યથી ઊઠે પુનર્જીવન્ત થઈ, જાણે હુમા.

ખૂંત્યાં ધરામાં મૂળ ઊંડાં ચૂસવા
કડવાશ, ને મન કર્યું એ સૌ પી જવા.
ગટગટાવે પૃથ્વીની કટુતા જુગોની કારમી,
લીમડા !–સામેથી એને તોય રોમેરોમથી પ્રગટાવવાં મોંઘાં અમી.
ફેલાવતા કટુતાભર્યાં હૈયાની ચંદનછાંયડી,
રેલાવતા આશીશની શીતલ ઝડી !

મંજરીની મ્હોળતે કોકિલ હતો કિલ્લોલતો,
ડોલતો–દિલ ખોલતો.
વીતી વસંત, ગઈ ગઈ રે મંજરી !
ને ઝણુણુણુઝમ્ બજી ઊઠી જ ગ્રીષ્મની ખંજરી.
અંક લીધો, કંઠ દીધો,
પલ્લવે નિજ ઠંડકે લપટી સુધાભાગી કીધો
કોણે ?
અને કોને
ઉરે–ઉભરેલ એ સજીવનીરસ તો પીધો ?

આશા હતી મૂંગી બની ઑથારભારે,
ને વિષાદભર્યો હતો અવકાશ જ્યારે
શાન્ત ને નિષ્કંપ,
—રે નિષ્પંદ,
ત્યાં ડૂમો વિખેરી પૃથ્વીનો તે પ્રલય–બળતા પ્હોરના,
જાગ્યો અહો કિલકાર ભર સુનકારમાં બપ્પોરના !

સૂર લચતી ડાળીઓ મદડોલતી,
હૈયામધુ નિજ ખોલતી–અધખોલતી.

જાગી પવનલહરી જરી મૂર્છિત મટી
કુંજકુંજે ગૃહગૃહે તે ગીતમંત્ર રહી રટી.
જોઇ જગલીલા બધી ઉન્નત-થડા
પ્રખર તાપે તપે તોયે હસે ભીતર મોજથી ભડ એ વડા.
હૈયે હિંચોળી ગ્રીષ્મગીતા ઝૂલતા ઊભા અડીખમ લીમડા.

૧૩-૫-૧૯૪૪

## કર્તવ્ય !

મધ્યાહ્નને ક્ષણાર્ધ થંભી
રવિ જાણે સોચે સ્હેજ :
સરખું છે બંને બાજુ,
ચાલો ત્યારે પશ્ચિમે જ.

૨-૯-૧૯૪૫

## ફૂલ અને ફલ

કવિ કહે : બસ છે મારે ફૂલ
સુન્દરતા પીશું અણમૂલ.
ફિલસુફ કહે : ક્યારે સો દલ
ખરી રહે ને પ્રગટે ફલ ?

૨-૯-૧૯૪૫

# લિંબોળીઓ

લિંબડે લુંબે લચકાલોળ,
લિંબોળીઓ લુંબે લચકાલોળ,
લિંબોળીઓ૦—

આખો ઉનાળો એણે વાવલિયા ઢોળિયા,
બળતી બપોરે એણે પંખી હીંચોળિયાં,
ગામની છોડીઓને હવે પ્હેરાવ્યાં લોળિયાં,
લિંબડે લુંબે લચકાલોળ,
લિંબોળીઓ૦—

તાપે તપીને બધી કાલ ઊઠી પાકશે,
અંતરની એની બધી કડવાશો ત્યાગશે,
-ઊતરે આ એક રીસ તારી જરાક શે?-
એ તો કાલે થાશે મીઠી ગોળ!
લિંબડે લુંબે લચકાલોળ,
લિંબોળીઓ૦—

૭-૫-૧૯૪૪

## મધ્યાહ્ન

હતી ક્ષિતિજ હાંફતી, પ્રખર ઘોમ ધખતો હતો.
અઘોર અવધૂત શી હતી છટા જ મધ્યાહ્નની.
વિલાઇ ભયહ્વળી નહિશી છાંયડી સૌ બની.
અને અખિલ રોમરોમ અવકાશ બળતો હતો.
હતો પવન એહ ? કે ભભુકતો શું ભડકો હતો ?
ઝળેળી ઉઠતાં અરણ્ય તરુ ઝુંડ ને ઝાંખરાં,
જરી છણુછણી ઉઠ્યાં ઝરણુનાં મૂંગાં ઝાંઝરાં,
નિરગ્નિ દવ સૃષ્ટિને પટ અફાટ ભમતો હતો.

હતું સકલ શાન્ત, છાતી મહીં મેંય નિઃશ્વાસ તો
હતો દીધ દબાવી, ત્યાં લઘુક એક વંટોળિયો
ઉઠ્યો કહીંથી ને પૂંઠે પકડવા જ જાણે જતો
ન હોય ત્યમ, વાડ પાછળથી કોઇ ખર ભોળિયો
પડ્યો સુકલ ખેતરે ગજબ હોંચિહોંચી કરી.
સજીવ થઇ સૃષ્ટિ હાશ ! અવનીની મૂર્છા સરી.

૪–૬–૧૯૪૫

# સરવડાં

## ૬૧

ક્ષિતિજની પેલી પાર કોઇ બાગ,
ત્યાંથી વહી આવે પૂર પરાગ.

પરિમલલચી લહરીઓ હ્હેકે,
મત્ત બની નભ અણુઅણુ મ્હેકે,
તમ રક્ત રગરગમાં બ્હેકે,
કોણ ઠારી ગયું આગ?
વહ્યો આવે છે પૂર પરાગ.
ક્ષિતિજની૦

ક્યાંક મેહુલે રેલી શાતા;
ધરા સર્વ ગંધોની માતા,
તેને હૈયે નથી સમાતા
આજે અમર સુહાગ,
પાઠવે દિલના પુણ્ય પરાગ.
ક્ષિતિજની૦

૨૧–૭–૧૯૪૫

## ૬૨

આભમાં મેઘલ રંગ મદીલો, આંખમાં આંજી લઉં.
રંગ આછોઆછો આંખમાં ખૂંચે તે તો કોને કહું ?
જનમોજનમ સંચ્યાં કરેલી એકલતા ઊભરાય,
આભમાં મેઘનો મંડપ ઝૂલે, હૈયું ત્યાં ઝૂલવા જાય.
પોપચાં ઊલળે, પાંપણ પલળે, ચુવે આખું આકાશ;
આજનાં આંજણ ત્રિકાલ સોહે—એ શી ધરવી આશ
ઝરમર મેહુલો વરસે, વચમાં ઝીણી ઝબકે વીજ;
હૈયાની કુંજે કો કોકિલ બોલે, પ્રેમની દે છે પતીજ
આશાનિરાશાના વીજલતારે નેણલાં ઝોલાં ખાય,
હૈયાની વાતડી આવડા મારા હૈયામાં કેમ સમાય ?

૨૧–૭–૧૯૪૫

§ ૩

ઊઘડ્યા ઓ આભ કેરા આગળા, સખી ! વાદળ આવ્યાં.
આવે ધસમસતાં ગાંડાંતૂર, હો સખી ! વાદળ આવ્યાં.
કાળુડાં કાજળકલ્લોલશાં, સખી ! વાદળ આવ્યાં,
જાણે ઊમટ્યાં યમુનાપૂર, હો સખી ! વાદળ આવ્યાં.
ભાનુના ભર્ગને પી ગયાં, સખી ! વાદળ આવ્યાં,
જો આ ઊતરી માઝમરાત, હો સખી ! વાદળ આવ્યાં.
છેટો ઊડે રે તારો છેડલો, સખી ! વાદળ આવ્યાં,
એની ક્યાં ગઇ તારલિયાળી ભાત ? હો સખી ! વાદળ આવ્યાં.
અમથી અમથી ઉડે વીજળી, સખી ! વાદળ આવ્યાં,
એ તો મૂઠીમાં ઝાલી શે જાય ? હો સખી ! વાદળ આવ્યાં.
તારે પાલવડે ઝગમગ દીવડી, સખી ! વાદળ આવ્યાં,
ના એ ઝંઝાએ કેમે બૂઝાય, હો સખી ! વાદળ આવ્યાં.
આડો મેવાસ પડ્યો પંથમાં, સખી ! વાદળ આવ્યાં,
હજી મનની મઢૂલી ઘણી દૂર, હો સખી ! વાદળ આવ્યાં.
અંધારાં ભૂંસે છો વાટડી, સખી ! વાદળ આવ્યાં,
કાંઇ ઘણાં છે આ નયણાંનાં નૂર, હો સખી ! વાદળ આવ્યાં.

૧૮–૫–૧૯૪૫

## ६४

વાદળી ઝળુંબે આજ મારે ડુંગરે,
દખણનુને ડુંગરે.

આભ ઘેરું ઘમ્મકે,
વીજલડી ચમ્મકે,
ટમકે કો આંખ સારી રાત મારે ડુંગરે,
રાજ મારે ડુંગરે. વાદળી૦

આમ જુએ, તેમ જુએ,
આંખ એની કોણ લુવે?
ડોલે અકેલ અલબેલ મારે ડુંગરે,
આજ મારે ડુંગરે. વાદળી૦

વાયુ વહ્યો રંગમાં,
હસી અંગઅંગમાં,
છલકે છાતલડી આજ મારે ડુંગરે,
રાજ મારે ડુંગરે. વાદળી૦

૧-૯-૧૯૪૧

## ૬૫

ઊભલી રૂહેજે રે કે ફુહે તારા દુઃખના દાડા,
પ્રીતની પૂનમને રે કે દન રહ્યા કેટલા આડા ?
દરિયાવ દિલથી રે કે ઊછળીને આભ ભરી ઊડી,
પ્રીતની પારેવડી રે કે કોની તેં પગલી ઢૂંઢી ?
રુમ્મઝુમ્મ રમતાં રે કે વાટમાં દૂભી શું રાંકડી ?
આંખ શીદ ગાળે રે કે અમથી અમથી લાડકડી ?
નાકમાં તો નથડી રે કે આજ અહો બીજની ઝૂલે !
મુખડાને માંડવે રે કે બ્હેલી હવે પૂર્ણિમા ખૂલે.
પાછું વળી જોતી રે કે ધરતીના ઢળતા ઢાળે,
ફાળ ભરી ડૂબી રે કે આભ કેરી સૂની પાળે.

૨૧-૭-૧૯૪૫

## ૬૬

આષાઢી મેઘલી રાતે,
હો મરમી !
આવી એક મેઘલી રાતે,
હૈયાં ચઢચાં'તાં વાતે,
હો મરમી !
હૈયાનાં વીતકની વાતે.

આંસુએ આંજી આંખડી, આનંદે ઉજળું મુખ,
સભરા આ સંસારમાં સુંદરી શોધે સુખ.
શોધે છે પગલે દબાતે,
હો મરમી !
ઢૂંઢે છે કાળજે કપાતે.
આષાઢી૦

એક સમે ઘન ટપકતો, મોર કરે મદશોર,
આતમને અણુચિંતવી લાગી ગઈ ઝકોર.
હૈયાં હૈયાની સાથે
હો મરમી !
બંધાયાં'તાં એક ગાંઠે.
આવી એક મેઘલી રાતે,
હો મરમી !
આષાઢી મેઘલી રાતે.

૨૧.૭.૧૯૪૫

૭

વળીવળીને રાતભર ટપટપ નેવાં ચુવે.
આભઝરૂખે એકલું કોણુ રહીરહી રુવે?
ત્રમકે તમરાં તિમિરમાં, તરુથી જલકણુ ખરે,
ખ્હોળાં કદલીપર્ણું પર ફોરાં ખખડ્યાં કરે.
ઘન ગગડે, થથરે ધરા, છાતી ઊઠે છળી,
પડઘા ગિરિગોરંભતા પ્રગટે ઉરથી વળી!
પડખાં ફરતા જીવની કોણુ વેદના કળે?
ટપટપ નેવાંરવ થકી લચી પોપચાં ઢળે.

૨૦-૭-૧૯૪૫

## ૬૮

શ્રાવણુ હો !

અરધી વાટે તું રેલીશ માં,
મારી ભરી ભરી હેલ, છેડીશ માં !
અરધી વાટે તું રેલીશ માં.

ઝોલાં લે ઘન ગગનમાં, સરવર ઉછળે છોળ.
છાલક જરી તુજ લાગતાં હૈયું લે હીંચોળ.
અરધી વાટે૦

આછાં છાયલ અંગનાં જોજે ના ભિંજાય,
કાચા રંગનો કંચવો રખેને રેલ્યો જાય.
અરધી વાટે૦

શ્રાવણુ ! તારાં સરવડાં, મોરી અખિયનધાર;
તું વરસીને રહી જશે, એના બારો માસ નિતાર.
અરધી વાટે તું રેલીશ માં.
શ્રાવણુ હો !

૨૦–૭–૧૯૪૫

## ૬૯

ગોરી મોરી ફાગણ ફાલ્યો જાય કે ચૈતર કોણે દીઠો રે લોલ
વ્હાલા મોરા જોબન ઝોલાં ખાય કે ઝૂલણો લાગે મીઠો રે લોલ
ગોરી મોરી હૈયાં ઢળીઢળી જાય કે ઝૂલશો ક્યાં લગી રે લોલ
વ્હાલા મોરા ઝૂલણો મેલ્યો ન જાય કે ઝૂલશું જિન્દગી રે લોલ
ગોરી મોરી ચૈતર ચાલ્યો જાય કે વૈશાખ વહી જશે રે લોલ
વ્હાલા મોરા આ શો અધીરો થાય કે આજ ઓછી કાલે હશે રે લોલ

ગોરી વ્હાલે મેલી આંબલિયાની ડાળ કે ચાલ્યા ચાકરી રે લોલ
લાગી ઊઠી વૈશાખ જેઠની ઝાળ કે વેળા આકરી રે લોલ
આવી ત્યાં તો આષાઢી મેઘ સંભળાય, ગોરીનો ભીંજ્યો કંચવો રે લોલ
વ્હાલા મોરા ફાગણ પાછો લાવ્ય કે ચૈતર ક્યાં મૂક્યો રે લોલ
આભમાં ફરકે શ્રાવણવીજ, ગોરીની રૂઠી આંખડી રે લોલ
વ્હાલા મોરા બીજની ન કરજે ત્રીજ, ભીંજાતી મેં અહીં ખડી રે લોલ

૧૯૩૮

## ૬૧૦

આજ સોહાગી શ્રાવણ સાંજે
        દક્ષિણ હવા છૂટી.
બંધ કરી શું બારણાં બેઠી,
        ઊઠ રે હૈયાફૂટી !

ચાંપણછૂપ્યાં આંસુડાં લૂછે.
કાનેકાને વાત ગુપત પૂછે :
'જેને ઢૂંઢું તે તું છે ? તું છે ?'
        પૂછે છે લજ્જા લૂંટી.        આજ૦

આવે છે જ્યાંથી એ ત્યાં તવ છે પ્રિય,
વહી લાવી છે એનું જો હૃદય.
આકુલ અંગે આલિંગ, અદય !
        પછી રોશે શિર ફૂટી.        આજ૦

મર્મરે ગભીર બકુલ કંપે,
ભેટે અધીર લતા અવિલંબે.
તારી જ એકની રાત અજંપે
        શે ખૂટશે અણખૂટી ?
                આજ સોહાગી—

૨-૬-૧૪૯૫

## § ૧૧

વીજળી શરમાતી ચમકે વીજળી.
વીજળી મલકાતી ટમકે વીજળી.

દોડે આકાશમાં,
કોડભરી આશમાં,
વીજળી વાદળમાં લપકે વીજળી.
વીજળી ઝીણી ઝીણી ઝબકે વીજળી.

હમણાં ઊગમણે,
ક્ષણમાં આથમણે,
વીજળી દખણાદી તોફાને વીજળી.
વીજળી દમકે ઈશાને વીજળી.

તેગ સમી ત્રાટકે,
જીવ લેતી ઝાટકે,
વીજળી પ્રાણને પ્રજાળતી વીજળી.
વીજળી આતમ અજવાળતી વીજળી.

ચળકે લલચાવતી,
પલકે મનભાવતી,
વીજળી મદમાતી ફરકે વીજળી.
વીજળી શરમાતી સરકે વીજળી.

૪-૭-૧૯૪૪

§૧૨

પૂર! પૂર! આવે છે પૂર!
જગનાં માનવી જાજો રે દૂર.
આવે છે પૂર!
પૂર, પૂર૦—

નદીને આજે નથી કિનારા,
ઝંખતી એક જ સાગરઆરા,
જળે ઝબોળશે જગને સારા.
વેણી વિખેરતી, છાતી હિલોળતી, આવે બનીને ગાંડીતૂર.
જગનાં માનવી હટો રે દૂર.
આવે છે પૂર!
પૂર, પૂર૦—

ઝાંઝરનૂપુર ફગવી દીધાં,
સહિયરવૃંદને સાથમાં લીધાં;
મનડાં આજે મોકળાં કીધાં.
ચંડી બનીને, જગે ઘૂમીને, રાસ રમ્યાનું ચડયું છે શૂર.
જગનાં માનવી૦
આવે છે પૂર!
પૂર, પૂર૦—

મૂળથી ઊખેડયાં ઝાડ ને ઝાંખર,
તાણ્યા ખેડુ, તાણ્યાં ઢોર ને ઢાંખર,
પૂરના ઘોડાની ઝૂલે શી પાખર!

મહીલાં જળે, છાપરાં વળે, રોકવા કોની છે મગદૂર?
જગનાં માનવી૦
આવે છે પૂર!
પૂર, પૂર૦— ૨૦

ગાઈ ઘેરા ઘોઘરા ઘુઘવાટે,
થાકી ક્યારે તો કેફ અફાટે,
આવીને પોઢશે પુરાણે ઘાટે,
પણ જે ધરા, પલટી જરા, તે તો હવે પલટાઈ જરૂર.
જગનાં માનવી૦
આવે છે પૂર!
પૂર, પૂર૦—

૨૨–૫–૧૯૪૫

આવતીક વીજ પોપચાં વચ્ચે ઝબકી જાય,
જાણે પ્રભુ! મુજ પાંપણે પાંપણ તુજ પ્રોવાય.

૨૧–૭–૧૯૪૫

# હીરાગળ ચુંદડી

§૧૩

ઝીણા વરસે શ્રાવણિયા મેહ, ભીંજે હીરાગળ ચુંદડી,
પેલી ટેકરીઓને દેહ લીલી હીરાગળ ચુંદડી.
ડોલે ડોલે નદીઓનાં નીર, ડોલે હીરાગળ ચુંદડી,
એનાં ફરકે આછેરાં ચીર, લીલી હીરાગળ ચુંદડી.
પેલી ચંદનતળાવડીને તીર ખીલી હીરાગળ ચુંદડી,
ઊડે પોયણાંનાં ઝીણાં મલીર, લીલી હીરાગળ ચુંદડી.
મારી વાડીમાં નવરંગ ફૂલ, ફૂલી હીરાગળ ચુંદડી,
એની ઝૂલે ઢળકતી ઝૂલ, લીલી હીરાગળ ચુંદડી.
ભીનાં ખેતરના ડોલે મોલ, ઢળકે હીરાગળ ચુંદડી,
ઘેલી કોયલ કરે રે કિલોલ, લીલી હીરાગળ ચુંદડી.
મારે બારણિયે બેનીના બોલ, પ્હેરી હીરાગળ ચુંદડી,
એનું હૈયું લેતું રે હિલોળ, લીલી હીરાગળ ચુંદડી.

૨૪-૬-૧૯૩૨

## § ૧૪

રંગ તારા ક્યાં રે ગયા હો રંગવાદળી?
રમતી'તી રૂપભરી ઊંચા અસમાનમાં,
આમ તેમ ઘેલૂડી ઘૂમતી ગુમાનમાં,
જોતી નો'તી સામું ઉરના અરમાનમાં,
રંગ તારા ક્યાં રે ગયા હો રંગવાદળી?

ઊંચે જોતા કોઈ બાળકની આંખમાં,
માળે વળતાં કોઈ પંખીની પાંખમાં,
નવરા કો કવિજનની કલ્પનાની કાખમાં,
રંગ મારા ત્યાં રે ગયા હું રંગવાદળી!

રંગ મારા એ રે રહ્યા! હું રંગવાદળી!

૧૨-૯-૧૯૪૪

## ૬૧૫

ઝીણા ઝબૂકે આગિયા,
હો જી રાજ, ઝીણા ઝબૂકે આગિયા.

ઝરમર ઝરમર મેહુલિયો વરસે,
વરષાના એ તો વરણાગિયા. ઝીણા૦

રજનીની છાબ તે અંધારે છલકે,
તારાનાં મીંચેલાં પોપચાં ન પલકે,
આશા શી વીલાતી વીજલની ઝલકે!
પંથીને પ્રેરે સુહાગિયા.
ઝીણા ઝબૂકે આગિયા.—

કુંજને ઝરૂખડે ઝૂમખડે ચમકે,
ના એ બૂઝાય જ્યોત, ઝબઝબ ઝબકે,
મનની તે ઝાડીઓમાં મીઠુંમીઠું મલકે,
સૂતેલા પ્રાણ મોરા જાગિયા,
ઝીણા ઝબૂકે આગિયા.—

આ રે મહૂલીને સૂને મારગડે
ભણકારા કોના વાગિયા?
ઝીણા ઝબૂકે આગિયા.—

૧૯૪૩

## § ૧૬

વાદળી તડકો ખમે ને છાંયો પાથરે.
વાદળી પોતે ઠલવાઇ પારકું ભરે.
વાદળી ઝૂકી આકાશને કાંગરે.
વાદળી બેઠી ડુંગરિયાને ગોંદરે.
વાદળી રંગે ઝગકોળાતી સાંજરે.
વાદળી રાતની રમે રે ! ઉજાગરે.
વાદળી ચમકારો આંખનો કશો કરે !
વાદળી પરભાતી મ્હોરમાં રસે ઝરે.
વાદળી આડાઅવળી ઘૂમતી ફરે.
વાદળી અમથી અમથી મલક્યાં કરે.
વાદળી શું રે આવી ને શું જાય રે !
વાદળી બારે મહિને હવે વાત રે !

વાદળી—

૧–૯–૧૯૪૧

૬૧૭

મોર ! બોલીશ માં મોર !

અંધારી રાતને પાછલે પહોર—મોર૦

પાછલી તે રાતની ઊંઘ મારી ઊડી, ગાજે ગગન ઘનઘોર,

એકલ આવાસમાં વીજલડી ફરકે, સરકે મારાં સપનાંનો દોર.—મોર૦

તારે તે બોલડે ઊભરે અબોલા ને ઊતરે આ હૈયાનો તોર,

માની આ મન મારું થરથર કાંપે ને કંપે છે કાળજું કઠોર.—મોર૦

જુગજુગ જેવડી રાત થઈ બેઠી, ક્યારે થાશે અરે ભોર ?

મટકું માંડું ને ત્યાં તો હૈયાની કુંજમાં ઊંડો આ શો મચે શોર !

મોર ! મોર ! મોર !

બોલીશ માં મોર !

૨૭–૭–૧૯૪૪

## ૬૧૮

ધોળાં રે વાદળ કાળી છાંયડી,
લાગે ડુંગરને ડાઘ.
લીલુડા ડુંગર મરમે બોલિયા:
'હૈયું શ્વેત અથાગ !'
—ધોળાં રે૦

વાદળ ડોલે ને બોલે: 'લાજ તું !
કોણે દીધા શણગાર ?
તને રે પલ્લવતાં હૈયું ગળ્યું,
કાળપ રહી ના લગાર.
—ધોળાં રે૦

આજે રે પડછાયો અડતાં જરી
હૈયું તુજ અભડાય ?
એટલડી કાળપ મારી ના જશો—
થાકયા પંથીની છાંય.'
—ધોળાં રે૦

૨૬-૯-૧૯૪૫

# વિહંગટહુકો

હતું ક્ષિતિજવાદળું, ન અદકું હથેળી થકી.
અધીર તહીં સાંજનો પ્રબળ માતરિશ્વા વહ્યો.
સુતપ્ત તરુનો સમૂહ હરખાઈ ધૂણી રહ્યો.
દિશોદિશ ઉછાળતી તિમિર ધૂળ ઊડે છકી.
તહીં ક્ષિતિજ પારથી પવનને પલાણી ધસે
અગણ્ય ઘનઝૂથ મત્ત પળમાં વીંટીને ધરા
અહો મૂશળધાર સર્વ વરસ્યા જ તે પાધરા.
ઘડી નભખૂણેખૂણે તણખતી શી વિદ્યુત્ હસે!

ઉઘાડ નિકળ્યો, ખિલે અવનિરૂપ ત્યાં નીતર્યું.
અને ક્ષિતિજપાર મેઘદલ પાછું વેગે સરે.
ઘડીકભર ત્યાં પછી સકલ શાન્ત જંપી ઠર્યું,
કહીંથી ગુલમોર ડાળ પર કો કળ્યું બુલ્બુલ.
કવી ઊડી ગયું, ન કૈંય રહ્યું; તો ય સ્મૃતિ ઊભરે,
વિહંગટહુકો રમી હૃદયમાં રહે મંજુલ.

૨-૬-૧૯૪૫

# રંગભરી સંધ્યા

રંગભરી સંધ્યાને સંગ,
સૃષ્ટિનો છલકે ઉછરંગ.

એક પાંખ ગિરિએ ને બીજી વાદળમાં,
આંખોમાં ઊભરે ઉમંગ,
ઊડે ગરૂડ રંગ ચંચૂએ ચૂગતા,
રમતા અનંતને ઉછંગ,
રંગભરી સંધ્યાને સંગ.

ઢળતા ધરણી ભણી, ઢોળાતા આભમાં,
છૂપવતા હૈયે રસગંગ,
રંગનાં રોમાંચ ધરી સિંધુરાજ મંદ મૃદુ
અંતરની બજવે મૃદંગ,
રંગભરી સંધ્યાને સંગ.

તાપે તપેલ વીલા પરિમલને પાથરણે
વનદેવી ઢાળે છે અંગ,
રંગોનાં છાંટણાંમાં આછા મલકંત અલ-
બેલા સુહે અંગભંગ,
રંગભરી સંધ્યાને સંગ.

સૃષ્ટિનો છલકે ઉછરંગ,
રંગભરી સંધ્યાને સંગ.

૨૨-૫-૧૯૪૫

# બે પાંદડાં

સાંજને સમય ઘેર આવતાં,
માર્ગમાં નિત નિહાળતો તને.
—વૃક્ષ શુષ્ક, મનભાવતું છતાં,
આજ કૈં કહી રહ્યું તું શું મને?—

'જોઈને સુકલ ડાળડાંખળી-
માંય કૈં રુચિરતા, તું રાચતો.
આજ દેખ મુજ કાય પાંગરી,
એક પર્ણથી ય પ્રાણ નાચતો.'

આભની સુભગ ભોં સમક્ષ બે
પાંદડાં પલપલાવી, વૃક્ષ એ
બે ક્ષણો મલક્યું; ડાળથી જ ત્યાં
પક્ષિયુગ્મ ઉડી, જાય ક્યાંનું ક્યાં.

૧૯-૮-૧૯૪૫

## સ્વપ્નાં

અગાશીમાં રાતે સુકલ ખખડે પર્ણ ઉડતાં,
જરી આછી લ્હેરે કહીંથી ઊડી આવી રમી રહ્યાં.
રચે વાળી વાળી સતત ઢગ શું ચાંદની તણા ?
હશે હેતાં સ્પર્શે ડિલ ઉઝરડા રુક્ષ રગના !
પછી મોડેથી જ્યાં પવન પણ થાકી પડી જતો,
અજાણ્યે યે જાણે અવનિઉર ડૂમો ચડી જતો,
નભે નક્ષત્રોનાં ગણ સહૃદય મૂંગાં ટમટમે,
તહીં નિદ્રાસ્રોતે ક્ષણ સુકલ એ પર્ણ વિરમે.

ફરી પાછો ક્યારે પવન અતિ ફૂંકાઇ ઉપરે,
સુકાં પર્ણો એ ત્યાં ખટખડ કરીને હસી રહે.
અને ઝાલી ઝીણો ફરફર થતો પાલવ, જતાં
ઉમંગે ઊડી સૌ અનિલલહરી સાથ હસતાં.
જતાં ? ના સ્વપ્નાં થ મુજ નીંદર માંહીં વસી રહે.
અગાશીમાં મારાં રજનિભર સૌ સ્વપ્ન ખખડે.

૨૪-૬-૧૯૪૫

## અલખનો મધપૂડો

ઝૂલે ઝૂલે એક મધપૂડો,
કાંઈ વિશાળા વડલાની ડાળે,
અલખનો મધપૂડો.
સંચે દિનરાત તારલાની તેજમાખીઓ
યુગયુગના ફૂલની સુવાસ,
બ્રહ્મબાલ ચાખે એ મધની મીઠાશ.
મનભર મધપૂડો.
ઝૂલે ઝૂલે૦—

એ રે મધુ કેરા એક એક બિંદુએ
પૃથ્વીશાં કોડિયાં ભરાય,
તોય, શેણે માનવીની કીકીમાં માય !
રસભર મધપૂડો.
કોઈ વિશાળા વડલાની ડાળે,
અલખનો મધપૂડો.
ઝૂલે ઝૂલે૦—

૧૯૩૧

## શુક્રતારા

કુંજ મોટી ને કોકિલા એકલી રે લોલ,
મારો ક્યાં સુધી પ્હોંચે સૂર,
વ્યોમપંખિણી રે લોલ,
કુંજ મોટી ને૦—

સુરજ દાદાની બેઠી ડેલીએ રે લોલ,
ગીત ઝીલનાર બેઠાં દૂર,
વ્યોમપંખિણી રે લોલ,
કુંજ મોટી ને૦—

બની ઉષાનું શીષફૂલ ઝૂલતી રે લોલ,
હસું ટિલડી હું સન્ધિકાને ભાલ,
વ્યોમપંખિણી રે લોલ,
કુંજ મોટી ને૦—

મીઠી મીટે હેત રેલતી રે લોલ,
મેં તો જીત્યાં વસુંધરાનાં વ્હાલ,
વ્યોમપંખિણી રે લોલ,
કુંજ મોટી ને કોકિલા—

૧૯૩૧

## ધરતીને

ધીરે સંચરો રે,
મૈયા, ધીરે ફરો રે.

આછેરાં તેજ છલકે,
મૂંગાં મરકલડાં મલકે,
તેડે કોઈ ધીરી હલકે,
ઉમળકે રે
મૈયા, ધીરે ફરો રે.

ફરકંતાં ચીર સમીરે,
થડકે ઉર સાયરનીરે,
જાશો કયાં આવડાં અધીરે,
કયે તીરે રે
મૈયા, ધીરે ફરો રે.

આયુષ્યનાં પૂરવ દ્વારે
કુંકુમ અજવાળિયાં રે,
ઝીલો ચેતન ઓવારે.
અમીધારે રે
મૈયા, ધીરે ફરો રે.

૧૯૩૨

## પરબ

મટુકીમાં ફૂવા ભર્યા ઠર્યા રે લોલ,
પાણીડાં પીતા જાઓ રે,
પંથી, વસમી છે વનની વાટડી.

નથી પલક ઘડી પ્હોરની, છે વરસોની પ્યાસ;
મટુકી તારી નાનલી, શી છીપવાની આશ ?

મટુકીમાં રૂપ કંઇ ભર્યાંભર્યાં રે લોલ,
જોબન એ ઝીલતા જાઓ રે,
પંથી, વસમી છે જગની વાટડી.

નથી જનમની–જીવનની, છે જુગજુગની પ્યાસ;
જોબન તારું પલકનું, શી છીપવાની આશ ?

મટુકીમાં હૈયાં ભર્યાં નર્યાં રે લોલ,
આતમ શું હીંચતા જાઓ રે,
પંથી, વસમી છે ભવની વાટડી.

પાજો પંખી પ્રાણીને, છીપવજો જગપ્યાસ;
ન્યારા મારા પંથ હો ! અણુજાણ્યાંની આશ.

મટુકીમાં બ્રહ્મ સભરા ભર્યા રે લોલ
રસછોળે ભીંજતા જાઓ રે,
પંથી, વસમી ત્રિભુવનવાટડી.

૧૯૩૨

# ગુજરાતણ

ઊંચે ઝરૂખડે ઝૂકી ગુજરાતણ,
વનને મારગડે ટહુકી ગુજરાતણ.
નીરભર્યે બેડલે,
ફરકંતે છેડલે,
વીજભરી વાદળી શી છલતી ગુજરાતણ.
ઘેરઘેર ઢેલડ શી ઢળતી ગુજરાતણ.

માડીની અમરત આંખો ગુજરાતણ,
વ્હાલપની ફૂંફભરી પાંખો ગુજરાતણ.
ફાગણના ફાગ કે
વૈશાખી આગ રે !
રસઘાટે સારસી શી ઘેલી ગુજરાતણ,
રણવાટે પ્રીતમથી પ્હેલી ગુજરાતણ.

દુબળાંની બેલી થતી અબળા ગુજરાતણ.
કેસરિયાં સજનારી સબળા ગુજરાતણ.
ખેતરે ને કોતરે
મેદનીને મોખરે
સોળે કળા ખીલી દીઠી ગુજરાતણ.
ગરબે ઘૂમંત ગોરી મીઠી ગુજરાતણ.

નરમદ શા નરવરની માડી ગુજરાતણ,
નરને વિસરાવનાર નારી ગુજરાતણ.
આંખ અમી છલકે,
મુખ મીઠું મલકે,

સાડીના શઢ ભર્યા ખૂલે ગુજરાતણ.
ભાવીને પંથ ધીર ઝૂલે ગુજરાતણ.

૨૮-૧૦-૧૯૩૭

## સ્હેલું મને સૂઝી ગયું

તે તો રહસ્યો શોધતા ચશ્માં ચઢાવી ગ્રંથમાં,
ને કૈં ન જડયું તો યે નવા ગૂંથી ભવ્ય: એ પંથમાં.
સ્હેલું મને સૂઝી ગયું, ચશ્માં ફગાવી, માર્ગપર
બેસી ગયો, જોઈ રહ્યો જનમુખો બસ આયુષ્યભર.

૧૮-૯-૧૯૪૫

## કૃતાર્થ

જાણું છું છે કૈંક જણ જે ગણે દિન સારો ગયો
બેચાર સુમુખી મળ્યે, ને સ્મિતશબ્દવિનિમય જો થયો.
દર્શને પણ તે પ્રસન્ન. વિષણ્ણ વદને હું ફરું;
પથરો ય જો નિજ હૃદય ખોલે, દિવસ–
રે ! જિવતર–
કૃતાર્થ થયું ગણું.

૧૮-૯-૧૯૪૫

## ગામને કૂવે

ગામને કૂવે પાણીડાં નહિ ભરું,
કૂવે કળાયલ મોર, મોરી સૈયરું,
ગામને કૂવે પાણીડાં નહિ ભરું.

ગામને સરવરિયે ઝીલણુ નહિ કરું,
સરવરિયે ચિત્તડાનો ચોર, મોરી સૈયરું,
ગામને૦—

ગામની વાડીમાં કદી નહિ ફરું,
વાડીમાં પિયુનો કલશોર, મોરી સૈયરું,
ગામને૦—

ગામને ચોટે ઘડીભર નહિ ઠરું,
ચોટામાં ચમકે ચકોર, મોરી સૈયરું,
ગામને૦—

ગામમાં રહીને જઈ કયાં ઠરું ?
ઠાલો એકે ન મૂકે ઠોર, મોરી સૈયરું,
ગામને૦—

ગામમાં માતી હું ન્હતી ઘૂમતાં,
તોડયો એણે મનડાનો તોર, મોરી સૈયરું,
ગામને કૂવે પાણીડાં નહિ ભરું.

૨૨–૫–૧૯૪૫

## આવો, આવો કાન—

૧

આવો, આવો કાન, મોરે મંદિરિયે,
સાથે ગોવાળિયા લાવજો જી રે.
બાળુડા ગોઠિયા, માખણના લોભિયા,
ઘમ્મરવલોણું ગજાવજો જી રે.
સોહાગી સુખડી ને દિલનાં દૂધડિયાં
પાઈ પોષી સંતોખશું જી રે.
વાછરું સોંપીને સીમે વોળાવી,
સારો દાડો વાટ ઝંખશું જી રે.

૨

આવો, આવો કાન, ખેતરને ખોળલે,
સાથે બળદેવને લાવજો જી રે.
માડીના કીકીએ તગતગતી બેલડી
હૈયે હૈયે પધરાવજો જી રે.
હળથી વાવીશું ને મૂશળથી ખાંડશું,
તેની તે ખીચડી રાંધશું જી રે.
ભાવેથી ભાવતું ભોજન કરીને
ભવભવનું ભાથું બાંધશું જી રે.

૩

આવો, આવો કાન, આંબલિયા કુંજમાં,
સાથે ગોપીને લાવજો જી રે.
હૈયાની કુંજમાં પડઘા પડે કાંઈ
એવી તે મુરલી બજાવજો જી રે.

ખેલીને રાસરંગ કાલિન્દીકાંઠડે
જગનાં દુખઝેર ગાઈ નાંખશું જી રે.
જીવનમાં કુમકુમ પગલાં ફરકાવતી
નવલી વસંતરત પોંખશું જી રે.

૧૯૩૨

## જીવનજમના

સપનાંનો વાણો,
ને સ્નેહનો તાણો,
એનું ગૂંથેલું જીવન જાણો.
આ કાંઠે રમણા!
ને પેલો ભ્રમણા?
વચ્ચે વહ્યાં જાય જીવનજમના!

૨૩ - ૫ - ૧૯૪૫

## નીંદ મોરી

આવે, આવે ને ઊડી જાય,
　　　　નીંદ મોરી
　　　　આવે, આવે ને ઊડી જાય.

થાકે લચેલ મારાં પીળાં રે પોપચાં
　　　　　　ઊંચકું ત્યાં તો મિંચાય,
સૂકી પાંપણુને સૂને પારણિયે
　　　　　　સોણુલાં ઝોલાં ખાય.
　　　　　　　　નીંદ મોરી૦—

આવાગમનમાં અમથી ઊતાવળી
　　　　　　હૈયું સંકોરતી જાય,
પ્રીતમની પ્રીતને અરધે અણુસારે
　　　　　　આઘેરી સરકી જાય,
　　　　　　　　નીંદ મોરી૦—

૧૮-૫-૧૯૪૫

## શમણું

શમણું ઊડયું જાય,
જો જો 'લી પોયણી,
શમણું ઊડયું જાય.

મારી આંખડીમાં ના માય,
મારી પાંપણથી લચીલચી જાય,
મારા હૈયાથી ઊભરાય,
જો જો 'લી પોયણી,
શમણું૦—

જરી પાછું આવે ને સરી જાય,
મારા ઉચાટમાં અટવાય,
મારા જોબનશું ઝોલાં ખાય,
જો જો 'લી પોયણી,
શમણું૦—

એ તો આઘું ઊડે ને મલકાય,
પેલા ચાંદલામાં જઈને લપાય,
આ રે ! આ રે આવ્યું ને આ જાય,
જો જો 'લી પોયણી,
શમણું ઊડયું જાય.

૧૯૪૦

## કળાયલ મોરલો

તારે કમખે નાચે સખી ! મોરલો,
પાલવડે ઢળકે ઢેલ,
સખી ! હૈયે કળાયલ મોરલો.

સખી ! ટહુકે તે આભ ગોરંભતાં,
પડે પડઘા અંતરને મ્હેલ,
સખી ! હૈયે કળાયલ મોરલો.

પીંછાં રંગે સંધ્યાની ચુંદડી,
કોણ ચૂગે આંસુ અલબેલ,
સખી ! હૈયે કળાયલ મોરલો.

સખી ! થનથન નાચે મોરલો,
એથી અદકું નચવતો ઢેલ,
સખી ! હૈયે કળાયલ મોરલો.

૨૧-૯-૧૯૪૪

# કોઈ જોડે, કોઈ તોડે

કોઈ જોડે, કોઈ તોડે
　　　　પ્રીતડી કોઈ જોડે, કોઈ તોડે.
કોઇ ગુમાને ઉરઅરમાને અમથું મુખડું મોડે,
કોઇ આંપને અધઅણુસારે ઉલટથી સામું દોડે.—કોઈ૦
કોઇક ગભરુ પ્રણયભીરુ ખસી ચાલે થોડે થોડે,
કોઇ ઉમંગી રસરંગી ધસી આવે કોડે કોડે. —કોઈ૦
કોઇ અભાગી અધરે લાગી હૃદયકટોરી ફોડે,
કો રસિયા હૈયા ખાતર થઇ મૂકે જિવતર હોડે.—કોઈ૦

૧૫-૮-૧૯૪૪

# અભિસાર અને મિલન

[અંક ૨ રાજપૂત કલમની એક ચિત્રકૃતિ જોઈને]

૧

તને આ કેમે યે હૃદય સમજાશે ન કદિય,
ભલે તારું ને તું અઢળક ચહે ! જાણું છું પ્રિય !
ન જાણે : ના હું કૈં સરજત અરે સ્વપ્નજાની,
સરી કે આવું, ને નવ કંઈ નિશાની ય પગની
રહે; મીઠા લાડે વળી કદિક સંભાળ-મિષથી
સુણાવે હા ! વાણી સ્વજન, પણ તે ભૂંડી બીથી.
કદી વીંટે તંતુ પ્રણયનિરમ્યા; હૂંફ વસમી !
હવા યે થૈ જાયે કદિકદિક તો દુશ્મન સમી.

અને તું ? હા, તું તો વચન અરધે ના રહી શકે
ધરાયે ના દીઠે, ન મિલન અધૂરું સહી શકે.
ગણે કે છે આખું જગત તુજ સામે થઈ રહ્યું.
અને માને તેનું સુધરવું બધું હું-કર રહ્યું.
કદી હો નારીનું હૃદય, વળી તે હો પ્રણયમાં,
બને શું શું–તે તો શિરગુજરી જાણે જ મનમાં.

૨૫-૪-૧૯૪૪

૨

સરી સર્પાકારે ગગનઘુમટે સ્વૈર વિજળી,
જણાયો ના એ તો ! હૃદય સહસા ઊઠયું જ છળી.
અને શું જોયું ? ત્યાં સરપ સરતો માર્ગની વચ્ચે;
હશે આકર્ષાયો, મઘમઘી રહી કેતકિ કચે.

ચઢાવેલાં ઊંચે અરવ કરવા નેવુર, ધીરે
ઉતાર્યાં, નાખ્યાં તે અસુભગ અરે જંતુ ઉપરે.
નિરાશાના ભારે કર ઉર પરે તો રહી ગયો,
અને આશાતારે પગ કંઈ અગાડી વધી રહ્યો.

ફરી આખું વ્યોમ પ્રગટ ભરીને વિદ્યુત ઝગી,
કિશોરીની હયે રહીસહીય તે ધીરજ ડગી.
કને ત્યાં વલ્મીકે પથતટ પરે ડોકિયું કરે
કંઈ સર્પો,—તે તો દુરિતપટુ સામાજિક ખરે.
દિઠાં બીજી બાજુ દ્વય તરુ ઉભાં ભેટી સુભુજ;
વિમાસે બાલા : રે ! તરુ મળી શકે ને ન મનુજ ?

૨૨-૪-૧૯૪૪

૩

હજી ના જાગી તે શ્રવણમધુ રાસાયન સમી
સુતેલાં સ્વપ્નોને મુખર કરતી ઝંકૃતિ ધીમી !
પ્રિયાના શ્વાસે જે ઢળકી જતી ઘેરી સુરભિએ
ઠરી દૂતીકાર્યે અનિલલહરી ના'વી હજિ યે!
નદીકાંઠે લ્હેકે મદિલ નવલો એક બકુલ,
ઝરે પ્રીતિપ્રેર્યો ચિરપરિમલ સ્નિગ્ધ મુકુલ.
તળે વેદી, ત્યાં તે પ્રિય રસસમાધિસ્થ વિહરે
તપસ્વી બાલાના વિરહ મહીં તે દીર્ઘ પ્રહરે.

અરે આ—આ આવી, નિકટ સરી ઊભી શુભમુખી.
કટિપ્રાન્તે વીંટી કર, સરકી પાસે કરી સુખી.
ઝગી વિદ્યુત, ડોલ્યાં અહિકુલ સરિદ્વારિવિચિએ;
શમાવ્યા કૈં કૈં હો વિષધર, હસ્યો એવું પ્રિય એ.

પ્રિયાનેત્રે ધારા, સ્મિતસભર કંપે પણ ઉર;
મળ્યાં સાથે બાથે, વિજળી શરમાતી સરી દૂર.

૧૨-૪-૧૯૪૪

૪

વિયોગે નેત્રોને પટલ ઘન અંધાર સરતું;
વ્યથાના ઓથારે ઉર બહુ રિબાઈ દબી જતું,
નિરાશાઆશાની ચિર અનુભવી ભીંસ ઝમતું;
ન પ્હોંચે નેત્રે યે, કદિક વચમાં અશ્રુ શમતું.
તહીં રોમે રોમે ઉર સુકવી સંતાપ પ્રગટે,
થઈ ર્હેવું શ્રદ્ધાસ્થિત, હૃદયદૌર્બલ્ય ન ઘટે.

અને યોગે ? જ્યારે પ્રિ'તમ પડખે કોડભર હો,
કસોટી તે મોટી : અઢળક શરીરે રસ અહો !
અમસ્તાંમસ્તાં યે મુખથી છલકાઈ સ્મિત જતાં;
જતાં જીવો પ્રોવા, અવયવ પરોવાઇ જ જતા,
બને અંતે પ્રાણો વિષયરત જો ઇન્દ્રિયગણ,
સુહે ના આત્મૈક્ય,–પ્રણય નહિ એ પામરપણ.

બને તો ના ક્યારે કરવી, પણ જો પ્રીતિ કરવી,
વિયોગે વા યોગે જિવતર ભરી એ જિરવવી.

૨૪-૪-૧૯૪૪

૫

મળ્યાં કેવાં ! જો જો ! શતશત વટાવી અટવિઓ,
જગજ્જંજાળો ને જટિલ જનજાળોની ખુબીઓ.

રહ્યાં પૂંઠે ભૂંડાં છલબલ બધાં યે કુટિલનાં,
જિત્યાં અંતે તો હા સહજ જ ખરાં હેત દિલનાં.
બિછાવેલા હોંસે પથ પર રહ્યા એ સહુ પડ્યા
અપાયો સંસારી, રસપથિકને ના કંઇ નડ્યા.
બળે જો જો પેલા કૃપણ કંઇ ઇર્ષ્યાનલ વિષે,
મળ્યાં અંતે કેવાં હૃદય ઋજુ બે કાંઇ જ મિષે !

વધાઈ સંગીતે ઉરમિલનની પંખી ઉજવે,
ઉમંગે લ્હેરાતા શુભ ગગન અભ્રો અનુભવે.
ધરા અંગાંગે શી પુલકિત દિસે, સિંધુ મલક્યો;
હસે પ્રાચી, રાચી વનની વનરાઈ, શશિ છક્યો.
મળે બે હૈયાં એ બનવું કહીંથી ? ધન્ય જ ક્ષણ !
વધાવી રૂહે વિશ્વ દ્વય હૃદયનું પ્રીતિમિલન.

૨૯-૪-૧૯૪૪

## સદય દુનિયા

કરી લો પ્રણય,
ભરી લો હૃદય,
સદય આજ દુનિયા છે.

૧૭-૧-૧૯૪૫

# ધીરી, સખી !—

કૌમારને સુભગ ઉંબર ઊભી બાલા,
ઉલ્લાસની લહરીએ ફરકંતી કાયા.
હૈયે ઉઠે ગુપત કૈંક વિલાસકોડ,
ડોકાય શો પ્રણય ફૂટતી છાતીએથી.

જે સંચરંતી સખિમંડલમાં વિશાળા,
ગૂંથી મીઠાં હૃદયથી હૃદયો હૂંફાળાં,
રે એ જ દીસતી અકેલી સૂની—જુઓ તો !—
એ મૂર્તિથી ટપકતી શી અધૂરપો કૈં !

ગોધૂલિલગ્ન સખીનું સખી સાથ વ્હાલે,
રાચે મીઠા વિધિ મહીં ઉરદાન કેરા.
સંકેત કો રચી, શું ઉત્સુક અંગઅંગો
પોતા તણાં ય ઉરનું દઈ દાન દેવા ?

ઘૂમે અહીંથી તહીં, ત્યાંથી અહીં ઘડીમાં,
બેસે જરી કહીં, નહીં ક્ષણનો ય જંપ.
ને ક્યાંક તો અચલ શિલ્પશિલાની જેમ
ચિત્રાંકિતા સરખી ઊભી રહે અકંપ.

ને દૃષ્ટિ તો હરણબાળ શી ફાળ લેતી
દોડે ત્રિકાળ તણી કોટિક કેડીઓએ.
કંપે કૂણા અધર કૈંક અબોલ કોડે,
પાની ઠરે ન ઘડી ભૂમિ પરે અધીરી.

આંખો હતી અકથ સ્નેહસ્મિતેથી આંજી,
ને યૌવનેથી મુખમંડલ તો રસેલું.

અંગાંગથી નિગળતી રસઘેરી આભા;
ધારી વસંતલ વિલાસની વેશભૂષા.

છેડો ઉડે ઢળકતો અનિલે છટાથી,
આછા તરંગ સમ અંતર પે સરંતો.
અંબોડલે અરધ ફૂલની ડૂંખ ખોસી,
હિલ્લોલ લે વિજયિનીની શું વૈજયન્તી !

ત્યાં લગ્નમંડપ મહીં વર ને વધૂનું
દેખે રચાતું શુભ સપ્તપદીનું સખ્ય.
ઝીલી અપાંગ વરનો મલકાઈ મીઠી
બોલી વધૂ અરવ : 'બાપુડી, ધીરી ! ધીરી !
ધીરી સખી ! તવ હશે પ્રિય ક્યાંક આમ
માંડી ડગો તુજ પ્રતિ કરતો પ્રયાણ.'

લજ્જાભરી મુખ નમાવી જતી કિશોરી,
સન્ધ્યા તણી સ્મિતમયી સુરખી ઢળે ત્યાં.
એ જે ઢળી ઝલક ગૌર મુખે ઘડીક,
એ રંગના ઉરમહીં પડઘા પડ્યા જે,
એની ન ભાળ રહી ભોળુડી સન્ધિકાને,
કે ના રહી ઉગમતી ઉરમાં ઉષાની.

૧૯૩૮

## ઝભ્ભો

કડક તું ઇસ્ત્રીબંધ, ગડી એકે ભાંગી ન હો.
ખીંટીઓથી લટકી શું વાયુલ્હેરે ઝૂલે અહો !
તારે ડિલે ડાઘ એક કદાપિ તું સાંખે નહીં,
જાણે ના કે ધોળાઇને હૈયું થયું કેવું અહીં.
ઊજળા સફેદ રહી તારે લેવું છે આસન
સમાજમાં અગ્રસ્થાને; ક્રૂર છે તારું શાસન
મારી પરે, કેદમાં તું પૂરી મને બેસે જાણે
ડહાપણભંડાર મહા. અને બેઠોબેઠો માણે
ટૂંપા દેવાનું આ મારી લાગણીને ઠંડે પેટે.
અને વૈરી લાગણીને તું તો હોંસે હોંસે ભેટે.
તને મારી રજ પણ ગરજ તે હોય શાની ?
ગૌરવપતાકા થૈ તું ગુજારે છે જિન્દગાની.

મૂંગામૂંગા સુણી રહી ઝભ્ભો આપે છે જવાબ :
માથા વિનાના આદમી પર બતાવે છે શો રૂઆબ ?

૧-૯-૧૯૪૫

## બાળક

તું જો ધારે સુકુમાર કૌમારવતી હે નારી !
તું જો ધારે થવા માતા, માતા થવા ચાહે મારી,
તો અમોઘ એક અહીં વિશ્વસ્વપ્ન થાય મૂર્ત,
ઉત્ક્રાન્તિપથે પ્રસ્થાન નવાનું થશે મૂહૂર્ત,
તારાં અંગઅંગ મને ઉછીનાં આપીશ જરી ?
તારા રક્તતાલે મારા શ્વાસને સાંધીશ ખરી ?
તો તો ફરી ધરાતલે દેખે તું ઘૂમંત બુદ્ધ,
અથવા યોગીન્દ્ર કૃષ્ણ, રામ કિંવા સત્ત્વશુદ્ધ.
તું જો ઝાલે બાંય મારી, કાલિદાસ કે શંકર
ઘૂમે પૃથ્વી પરે, ઇશુ, હિટ્લર્ વા પ્રલયંકર.
તલસે છે જગ બધું જોવા રંગભીની મીરાં,
ખોટી એક તારી છે, આ પ્રાણ મારા તો અધીરા.

કહે માતા : જરી બેટા ! એટલું કરે ન એક ?–
શોધી લાવ જા પિતાને, જે ન કરે આશાભંગ તને છેક.

૧-૯-૧૯૪૫

## ખુરશી

ડોળાવિનાની કો જાણે આંખ સમી રહી તાકી.
પ્હેલાં હતી ઓરડાની કેવી યે સીકલ બાકી!
ખુરશી આ, ખાલી થતાં, ખાવા ધાય હવે, અને
બ્હાવરું આ મન ખેંચી ક્યાંનું ક્યાં લૈ જાય મને.
ઉપાડીને લૈ આવું છું એને મન વડે અહીં
બેસાડવા કરું ત્યાં તો ઊઠી–ઊડી–જાય કહીં.
અને અન્ય પિછાણની વ્યક્તિઓને એકેએકે
ખાલી સ્થાને પધરાવું કલ્પનાને ટેકે ટેકે,
બિચારી એ સર્વ અર્ધ ક્ષણમાં જ સરી જાય,
બેત્રણ ભાંગીને એક કચુંબરમૂર્તિ થાય,
જતી કરું સર્વને ય. અને ના સહન થતાં,
ના દેખાતાં એની મૂર્તિ–આંખો આવડી બે છતાં,
ઉપાડીને પછાડવા જાઉં લેવા ખુરશીને
ત્યાં તો જરી ખખડાટે બોલી ઊઠી તે હસીને :
તું ને એ જો એક છો તો તું જ બેસી જાને જાતે,
અહંને કહે કે જુએ–ફેર છે કૈં કોઈ વાતે.

૧-૯-૧૯૪૫

# સ્ત્રી

પુરુષ—"તમે બંને બેસો; ઉભય નિરખું એક નજરે,
નિરાંતે બંનેનાં ઋજુકુટિલ સૌ લક્ષણ લહું.
અહો તું છે કેવી ! હૃદય અવગાહી તુજ રહું.
સુધા સીંચે દેવી ક્ષત ઉર પડે એ અવસરે.
અને હું યે કૈં જો ક્ષણિક કણ અર્પું તવ સુખે,
ઉમંગે સ્વીકારે હૃદય હરખાતી સ્મિતમુખે.

અને તું ? હા તું તો જગની અવળાઈ બધી ય તે
ભરી હૈયે, પીડે જરીજરીકમાં ભૂંડી ગતથી !
ન મારા હૈયાનો ખપ કંઇ તને, તો ય અમથી
બિચારાને એળે ઘડીઘડી ચડાવે તુજ લતે.
કહું કે હે છોડી, જગતલ જતી ખેંચી વળગી,
મહામૂર્છા ના આ જનમ મહીં થાવી જ અળગી".

સ્ત્રી— પછી મેં પૂછ્યું: "છે અવર જણ કો ? હું જ છું અહીં.
જુઓ તો પૂંઠે."

પુરુષ— "હા ! ક્રમથી તું જ બંને બની રહી !'

૧-૬-૧૯૪૫

## સુધા અને વારુણી

કદીક સ્ફુરતી શકે વિધુની બીજરેખા હસી !
બની ઘડીકમાં પ્રપૂર્ણરસ પૂર્ણિમાનો ઘટ.
પીધી સુભગ એ સુધાઘટની ઘૂંટ જ્યાં ચશ્ચશી,
ઢળ્યો સભર આત્મ મૂર્છિત અનંતતાને તટ.
ભિંજાવી ઉર રોમરોમ સખી વિસ્તરે તારુણી
સુહાગભર સૌમ્ય જીવન તણો રસશ્રી-પટ.

કદી ઝલકશી ઝગી ક્ષિતિજ ચિત્તને ચંચલ,
ચુમી ટપકતો મહે અધર દૂર ઝૂમી રહ્યો.
કપોલ છલકે, રસોર્મિ ઢળકે, સુદગ્‌–અંચલ
સ્ફુરી મધુરવું રહે પૂછી જ કે ચહો ?–ના ચહો ?
પ્રભા ઉઘડી અંગઅંગ અણતૃપ્તિની આરુણી.
અહો મહિલના, અહો પ્રણયછાક, લાલી અહો !

મળી કદિય કોઇને ફકત તે સુધા કારુણી ?
પીઓ હૃદયવંત હે ! કદિ સુધા, કદી વારુણી.

૧૪–૧૦–૧૯૪૩

## ઈર્ષ્યા

ન સામે મોંએ તો કદિ મળી શકો તે રસિકને,
લપાઈ ઊભો છો પથ પર અમારા ઘર કને.
અને જ્યારે આવે સ્મિતભર મુખે આ તરફ તે,
સરો રસ્તે, વીણી સ્મિત પથથી માનો થઈ ફતે.
કહું છું ના આવો મુજ ઘર વિષે કેમ? અહિંયાં
નિરાંતે બેસો ને કદિ મળી શકે બે તમ હિયાં,
વધારે શું રૂડું?–પ્રિયતમ ચગે પ્રીતિરસમાં,
ઉરે એ તો વાંછા! ઉર રસવિહોણું જ વસમાં.

ભલે આવો, બેસો, પ્રિતમ પડખે જો સહી શકે,
અને પ્રીતિસ્ફૂર્તિ તમ ઉર વિષે જો કદિ ટકે.
કદી એ મૂર્તિની નિકટ સરી જીવન્ત રમણી
શકો જો એમાંથી કરી હૃદયફૂંકે તમ તણી,
ભલા, તો તો તે છે સુખભર તમારી પણ રસે;
અને એમાં ઈર્ષ્યા રજ નવ ઘટે, જો પ્રિય હસે.

૧૭-૫-૧૯૪૪

# અભિનય

જવા દે તે તારા અભિનય બધા વ્યર્થ અમથા,
બીજાંઓની પેઠે પ્રણયસફરે કાં કુટિલ થા ?
પડ્યો છે સામો આ રસસુખભર્યો માર્ગ સરલ,
સ્ફુરાવે તો શાને પ્રણત ઉરમાં વૃત્તિ તરલ ?
જુએ પેલા સામે, કદિ અવરનું નામ ઉચરે,
ભમે વાતે યે તે નજર તુજ તો અન્ય ઉપરે.
કદી હોંસે હોંસે બહુ ઇતરને ર્‌હેતી જ મળી,
કદી બીજા સાથે હસીહસી જતી બેવડ વળી.

બધી—જાણું !—રીતો રસિક રમણીઓની; પ્રણયે
રહે પ્રેરી એમ પ્રણયિ જનને: જે અનુનયે
સધાયે ના, સ્હેજે કુટિલ કથને સિદ્ધ થતું તે.
પ્રિયાનું આ—હોવું બહુ રસિક આત્મા મથતું તે.
ન આવી કૈં તારે ગરજ, ઉર આ એમ જ ઢળ્યું,
તદર્થે તો યે સૌ અભિનય લહી ઝાઝું ય લળ્યું.

૨૬-૪-૧૯૪૪

# પુરુષદ્વેષ

હતું જેને કાંઈ મળવું નવ તે તો વદી શકી,
વદે વા તે પ્હેલાં 'જરીક મળજે !' તેં કર્યું નકી.
પછી લેઈ ચાલી; તુજ હૃદયશો ખંડ અડવો,
પડી ચટ્ટાઈ ત્યાં, નજરથી બતાવી; અભિનવો
બતાવ્યો, પોતે તો ખુરશી લઈને. સ્વાગતવિધિ.
હશે ! આ પૂર્વે સ્ત્રીનિકૃતિ પુરુષે છે બહુ કીધી.
વળી વાતે; ક્યારે નજર ઉતરે ત્યાં ઉપરથી
અને વચ્ચે વચ્ચે ચમકી જતી ઊર્મિ અણુકથી.

હતી વાતો તો તે ગભરુ ઉર પેલી સખી તણી,
નિમિત્તે એને તેં કંઇ કંઇ ઉપાડી જ કથની.
કંઈ એનુંમારું હૃદયગત તું જાણી ગઈ'તી,
અને તે જાણીને વિકલ બનું એ માણી રહી'તી.
તને આવી વાતે રસ બહુ, ન એ દોષ મુજનો.
રહી વાતે ક્હેતી : અજબ પુરુષદ્વેષ તુજનો !

૨૭.૪.૧૯૪૪

## સ્મરણ

‘હતી તે યે સન્ધ્યા !’ ઉચરી રહી તું અર્ધું મનમાં,
નિસાસાએ આખું સ્ફુટ કરી દીધું તો ય ક્ષણમાં.
હતી સીધી લીસી સડક, રજ ગાડી ન ઉછળી,
છતાં છાતી જાણે છળી પડી ઉછાળે રહી ઢળી.
પછી તો પાસેનાં પથ ઉપરનાં સ્તબ્ધ પથિકો,
અને દોડી રહેતાં ઝડપભર વૃક્ષો, પગથી કો
જતી ઓળંગી તે ઉપર અજનાં જૂથ ચઢતાં,
—બધું નેત્રો તારાં નિરખી રહી કૈં ભેદ પઢતાં.

પછી વીત્યાં વર્ષો, કદિય તું ન આ બાજુ વળતી,
અને પ્હેલાં જેવી ઉર મહીં ન તે ઊર્મિ લળતી.
વળી કોઈ સાંજે હૃદયસફરે ઉત્સુક ચખે
અજાણ્યા કો માર્ગે જઈશ અણજાણ્યાની પડખે,
અહો ! એ સંભારી રજનિમુખ મગ્ન પ્રણયમાં
‘હતી તે યે સન્ધ્યા !’ વદીશ અધનિઃશ્વાસ મનમાં ?

૧૮-૪-૧૯૪૪

## વ્યક્તિત્વ

અહો શા વ્યક્તિત્વે ઠરી હતી તહીં પીઠ પણ તે !
શિરે સાળુ, સ્કંધ પ્રણત, કટિ લંકાઇ કંઇ તે !
નહીં ઘાટાં વસ્ત્રે ગરદન દિસે,–ક્યાંથી સગ તો ?–
ન વેણી, કે રેણી ઉડુગણ સમાં કેશકુસુમો.
જલે રૂપજ્યોતિ સ્થિર; નહિ દઝાડે, ઝપટમાં
લઈ ઝાળે બાળે નહિ, ઉર ઉજાળે નિકટમાં
વસેલાંનાં, પ્રેરી પણ બહુ શકે દૂરજનનાં.
સભા આખી યે તે હસુંહસું થઈ રહે જ મનમાં.

ચઢ્યો વ્યોમે સૂર્ય. પ્રખર કિરણે કૈંક અસુખ
લહે બેઠો દૂર સ્વજન તુજ, વ્યોમે વળ્યું સુખ.
કરે ચિંતા ?–'પેલા તરુની બનું હું ઊંચી વિટપ,
અને ઢાળું છાયા.–મુજ હૃદયનું એવું શું તપ ?'
ગયું શું પામી કો, કરી નજર ઢાળે તું ફરતે,
અહો શા વ્યક્તિત્વે જલતી તવ હા દૃષ્ટિ પણ તે !

૨૨-૪-૧૯૪૪

# ક્યમ તને જ ?

સન્ધ્યા જહીં વિશ્વઉરે વિરામતી,
અરણ્યમાં સંતની પ્રાર્થના થતી.
ઝમકાર જાગે નિશઝંજરી તણા,
વીંઝી રહે વૃક્ષ વિરાટ વીંઝણા.
તારાનાં તેજમાં ત્યાં તો સવળી જરી વાટડી,
દેખીને શિષ્ય દોડ્યો ને પૂછે છે પગમાં પડીઃ
"ક્યમ તને જ અને નહિ અન્યને ?
ક્યમ તને જ ?" ઉઠાડી ઉભો કરી,
સદય વત્સલ સંત વદે : "મને
ગમ પડે કંઇ એમ કહે ફરી."
"અનુસરે તુજને જ જનો અને
ક્યમ મને નહિ કે ક્યમ અન્યને ?
સહુ ધસે જહીં હો તુજ આસન.
સહુ ચહે તુજ દર્શન, શાસન.
ન નિરખ્યા-સરખો, નથી પંડિત,
કુલિન ના, ધનથી વળી વંચિત.
કંઇક તો ય વસ્યું તુજમાં શું યે,
જગત ઘેલું તને જ તને જુએ."
હૈયામાં હરખ્યો સંત સુણીને, અંતરીક્ષમાં
ખુંતાવી નેત્ર, નિશ્ચેષ્ટ ઊભો શિલ્પસમાન ત્યાં.
જાગી ઉઠ્યો તે ઝબકી ઘડી પછે.
"શું ભાઈ, તારે સહુ જાણવું જ છે—
કે મારી પૂંઠે ક્યમ સૌ ભમ્યાં કરે ?
મારી જ—ને ના ક્યમ અન્યની અરે ?

તે તો પ્રભુદૃષ્ટિ તણો પ્રભાવ,
બૂરાભલા સર્વ પરે ય ભાવ
સદૈવ જેને મન તો સમાન.
મને મળ્યું એ અમી દૃષ્ટિદાન.
ઢૂંઢી રહ્યા તો પ્રભુ પૃથ્વીના સહુ
પાપી મહીં, જોઈ વળ્યો ય તે બહુ,
મળ્યો ન પાપી પણ હું-સમાન,
અબૂઝ, હીણો,—કરું શું વખાણ ?
એને ચમત્કાર કરી બતાવવો
કંઈક, તેમાં નવ કોઈ લાઘવો
મારા સમો અલ્પ, અજાણ, બીજો.
નાચીજ હું તેથી જ નાથ રીઝ્યો.

અહો કૃપાપાત્ર બનાવીને મને
એણે—જુઓ તો—લજવ્યા જ સર્વને,
કે રૂપવંતા વળી લક્ષ્મીવંતને,
વિદ્વાન, સત્તાધર, બુદ્ધિમંતને.
મને કૃપાપાત્ર ઠરાવીને ભલા,
ન જાણું, એના મનમાં શું આવ્યું,
કે રિદ્ધિવંતા અહ આવડા વડા
સંસારને નીચું જ જોવડાવ્યું !

એને હશે કે સહુ એથી જાણશે
કે કાંઈ આકર્ષક જે વિભૂતિ
તે દેવદીધી; લહી વાત સૂધી,
વડાઈ માત્ર પ્રભુની પ્રમાણશે.
ને અંતરે ના અભિમાન આણશે.”

દિવ્યતાઆંજી આંખોથી અમીછાલક ઊછળી,
નાચી ઊઠી ધન્યતાએ આકાશે ઉડુમંડળી.
આવ્યો હતો સંત અરણ્યથી જ્યાં,
અલોપ એ શિષ્ય થતો પછી ત્યાં.
વીંઝાઈ માથે સહુ વૃક્ષડાળ,
ગૂંથી રહે કારમી પ્રશ્નજાળ:
"જાણવું છે જ કે તારે ? કહે ! કારણ તે કહું ?"
સુણી પડ્યો શિષ્ય ધરાની ધૂળમાં,
ચૂમે શિલા કંકર વૃક્ષમૂળમાં.
ગાજે છે પ્રશ્ન તે પાછો: "જાણવું છે? કહે, કહું ?"
વદે આર્દ્રસ્વરે શિષ્ય, "જાણું છું, જાણું છું સહુ!"
આજે લહી સંતની મત્ત નમ્રતા,
નક્ષત્ર આભે નવું તેજ પામતાં.
પ્રસન્ન સૌ મર્મરી વૃક્ષમંજરી,
બજ્યાં કરી ને રજનીની ખંજરી.

૨૪-૧૦-૧૯૪૫

# કેદી

પ્રભો ! તારો બન્યો કેદી,
દિવાલો હાસ્યની ભેદી.

કડી હાથે પડી તારી,
મળી કર જોડવા વારી.

ભલી પગમાં પડી બેડી,
મજલ નિજ ધામની ખેડી.

સદાયે બાંધીને ભેઠ,
કર્યા કરવી જ તુજ વેઠ.

રહું તુજ નામમાં લીન,
રહે જેવું જળે મીન.

પ્રભો ! તારી મળી કેદ,
જુદાઈનો ટળ્યો ભેદ.

૫-૮-૧૯૪૫

# ગીત મારાં–

ગીત મારાં કોણ ગાશે ? કોણ ગાશે ?
કાલાંઘેલાં મારાં લાજેલચેલાં,
અધબીડ્યાં અધઊઘડેલાં,
અંગોઅંગ હૈયાનાં હીરથી ઘડેલાં,
ગીત મારાં૦–
અંતરની અદકેરી આગમાં ઉગેલાં,
શીળાં આંસુઆછરેલાં,
પાપપાંગરેલાં ને પુણ્યે પમરેલાં,
ગીત મારાં૦–
જગનાં સૌ ઝેર કંઈ જીરવેલાં, આશાની
ઓછપો પી ઊછરેલાં,
કૂડા કપટકોટકારાથી છૂટેલાં,
ગીત મારાં૦–
શોકમાં અશોકે ને મૃત્યુમાં અમૃતે
આકુડાં જઈને ઠરેલાં,
આનંદે આંજેલાં, મત્ત અલબેલાં,
ગીત મારાં૦–
એકાન્તે આતમની આરતી ઉતારતાં
કોડે નૈવેદ્યમાં ધરેલાં,
વ્હેંચ્યાં સૌને એ આતમધરવેલાં,
ગીત મારાં કોણ ગાશે ?
કોણ ગાશે ?

૨૨-૧-૧૯૪૫

# નોંધ

પૃ૦ ૭ 'પાવાગઢ' નામની એક કૃતિની આરંભની પંક્તિઓ. પં. ૧ ત્રંબાળુ–ઢોલ.
પૃ૦ ૧૭ પં. ૪ શિહરી (બંગાળી)–કંપી.
પૃ૦ ૨૧ પં. ૧૦ 'ગળી કંઈ' કે 'ગળી ગઈ' ? 'ગળી કંઈ' પણ નાનીસૂની અત્યુક્તિ ન ગણાય.
પૃ૦ ૩૦ છંદ પરંપરિત કવિત. પં. ૨૧ 'વિજયમાળ' વાંચો.
પૃ૦ ૩૧ પં. ૮૪ અઢાર કોડી–૩૬૦. પં. ૮૫ પ્રથમ મહાયુદ્ધ.
પૃ૦ ૪૧ પં. ૩૭ ૧૨૬૦ ઘડી–૨૧ દિવસ. પં. ૪૦ કબાકુત–કબા ગાંધીના પુત્ર.
પૃ૦ ૪૨ 'બલ આપો, નાથ !' આગાખાન મહેલમાં જેલવાસી ગાંધીજીના ઉપવાસ પૂરા થતાં પ્રાર્થનામાં શ્રી. સરોજિની નાયડુએ કવિવર ટાગોરના જે કાવ્યનો અંગ્રેજી અનુવાદ રજૂ કરેલો તેના મૂળ બંગાળી ('નૈવેદ્ય' ૯૯)ની તે જ છંદમાં ગુજરાતી છાયા.
પૃ૦ ૪૩ પ્રસીદત ઇત્યતે–રડી જવાય છે, તમે પ્રસન્ન રહો ! આ મર્મવેધક ઉદ્ગાર, મહાકવિ ભવભૂતિના 'ઉત્તરરામચરિત'ના ત્રીજા અંકમાં, સૂના જનસ્થાનમાં રામ સીતાત્યાગ પછી ગયા છે ને સીતાને સંભારી સંભારી રડે છે ત્યારે, અયોધ્યાનાં પ્રજાજનોને ઉદ્દેશીને, પોતે તેમનો આટલો દ્રોહ કરે છે એ માટે ક્ષમાયાચના માગતાં, કરે છે.
પં. ૧૦ વિરતિ–૧ અંત, વિરામ; ૨ વૈરાગ્ય. પં. ૧૩ સરખાવો ગાંધીજીના (મે ૧૯૪૪માં જેલમુક્તિ થયા પછી બહાર પડેલ) લોર્ડ વેવેલ ઉપરના ૯ માર્ચ ૧૯૪૪ના પત્રમાંના બા વિષેના ઉદ્ગારો: 'તે હમેશાં બહુ દૃઢ સંકલ્પબળ ધરાવતી સ્ત્રી હતી. જીવનના આરંભકાળમાં એને હું ભૂલથી હઠ સમજતો. પણ એ દૃઢ સંકલ્પબળને લીધે તે, પોતાની જાણ બહાર જ, અહિંસક અસહકારના શાસ્ત્ર અને આચરણના વિષયમાં મારી ગુરુ બની શકી.' (ગાંધીજીનો સરકાર સાથેનો પત્રવ્યવહાર ૧૯૪૨–૪૪: પત્રાંક ૧૧૦)
પૃ૦ ૪૭ તે દિવસના મુશાયરામાં રજૂ કરવા માટે. પૃ. ૭૪ ઉપરનું પણ. આગલાની પંક્તિ મેં આપી હતી.
પૃ૦ ૫૦ તે દિવસ 'વિજયદિન' તરીકે દુનિયામાં જાહેર થયો હતો.
પૃ૦ ૫૯ પં. ૧૨૬ છેલ્લે મ ખોટો વાંચો. અન્યત્ર પણ ઊડી ગયેલાં અનુસ્વાર, એક કે બે માત્રા, વ૦ સંદર્ભ ઉપરથી સમજી લેવાં.

પૃ૦ ૬૦ આચાર્યશ્રી હેમચંદ્રની સહસ્રાબ્દી પ્રસંગે. પં. ૧-૨ એમના 'દ્વ્યાશ્રય' મહાકાવ્યમાંથી.

પૃ૦ ૬૧ શ્રી. કાકાસાહેબ કાલેલકરને.

પૃ૦ ૬૨ પ્રો. બ. ક. ઠાકોરને.

પૃ૦ ૬૩ તરુણ સામ્યવાદી કવિ ડૉ. ગોવિન્દસ્વામીના અવસાન નિમિત્તે.

પૃ૦ ૬૬ નાનપણમાં સાંભળેલી લોકકથા ઉપરથી. અમારી તરફ પદ્યમાં સાંભળી નથી. પણ પાછળથી જાણ્યું કે બીજે માતાજી અંગે ગરબાગામાં આ કથા છે. પં. ૧ ઘહુંઆવ-ડુંગર છે.

પૃ૦ ૭૧ લડાઈ વખતે શહેરોમાં ફરજિયાત 'બ્લૅક-આઉટ'-અંધારપટ હતો.

પૃ૦ ૮૧ પં. ૧૦૮, અને ૧૦૨નો ઉત્તરાર્ધ, દયારામના જ ઉદ્‌ગારો ઉપરથી.

પૃ૦ ૮૩ પં. ૧૫ અને ૩૨ શ્રી. પન્તની રચનાઓમાંથી. પં. ૭૧-૮૮ કવિઓ અનુક્રમે બંગાળી, કન્નડ, કન્નડ, બંગાળી, ઉર્દૂ, સિંધી, મરાઠી ભાષાના. પં. ૮૫ દિલ્લા (સિંધી)-માટીની મોટી માણ. પં. ૧૧૯-૨૧. વેલ્સના સૈનિક યુવક કવિ Keidrych Rhysના 'A Letter to my wife'માંની નીચેની પંક્તિઓને ઉદ્દેશીને—

Whatever happens, remember we strove for a more beautiful world.

When bombs come shrieking down pray men's minds might be unfurled.

પૃ૦ ૯૧ વસન્તરસ અને યૌવનપ્રસરની પેઠે કવિશબ્દ પણ . . .

પૃ૦ ૯૫ પં. ૩૫-૬ અંગહાર, ચારી-નૃત્યના પારિભાષિક શબ્દો.

'માનસી'માં પ્રગટ થયું ત્યારે આરંભમાં નીચેની બે પંક્તિઓ હતી:

(ઓહ્યું આ દેખતી આંખો; નાચો જગનટી તમે
ત્યારે, રંગસ્થલે એક, બીજી નેપથ્યમાં રમે.)

પૃ૦ ૧૦૦ પં. ૫ And God said: 'Let there be light!'-બાઈબલ, જૂનો કરાર.

પૃ૦ ૧૦૨ પં. ૧ તૂલિકાએ-પીંછીના છેડાથી.

પૃ૦ ૧૦૬-૧૧ પં. ૬૨ સર્જનેહા-સર્જનની ઇચ્છા. પં. ૧૮૪ न कम्पते ज्ञः (પ્રશ્નોપનિષત્ પ. ૬)-જાણકાર કાંપતો નથી.

પૃ૦ ૧૧૨ પં. પ૨ મેમાર (અરબી)-મકાન બાંધનાર.

પૃ૦ ૧૨૦-૧ પં. ૫-૬ જુદાજુદા રાજવંશો. પં. ૧૩-૪ ત્રિચી, તાંજોરનાં.

જિજ્ઞાસુઓ માટે મહત્ત્વના સ્થળનિર્દેશ: પં. ૨૩ ત્રિચી–શ્રીરંગમ્. પં. ૩૭–૪૮ તાંજોર, રામેશ્વરમ્, વ૦. પં. ૪૯ શ્રીરંગપટ્ટમ્. પં. ૫૦ ગોમટેશ્વર–શ્રવણબેલગોલા. ઉગ્રનૃસિંહ–ખંડિત હાલતમાં–વિજયાનગરમ્ (હંપી). પં. ૫૧ વિજયાનગરમ્. (ગણેશની બે મહાકાય મૂર્તિઓનાં રાઇગણેશ અને ચણાગણેશ નામ છે. પં. ૫૨ની કલ્પના શ્રી મારતીની હોવાનું યાદ છે.) પં. ૬૧–૨ સોમનાથપુર, બેલૂર, શ્રીરંગપટ્ટમ્. પં. ૬૩–૪ સોમનાથપુર, બેલૂર, હળેબીડ... પં. ૬૫–૬ મત્સ્યવેધ –બેલૂર. બાકીનું–સોમનાથપુર. પં. ૬૭ હરગૌરી–મદુરા, વ૦. હરહરિ–હળેબીડ. પં. ૬૮ ત્રિવેન્દ્રમ્. પં. ૬૯–૭૦ તેનકાશી, ત્રિવેન્દ્રમ્. (માથે કાક...) શચીન્દ્ર. પં. ૭૧ મદુરા. પં. ૭૨ ચિદંબરમ્, કંજીવરમ્, વ૦. પં. ૭૩–૬ તેનકાશી. પં. ૭૭–૮૨ બેલૂર. પં. ૮૦માં 'સંત' તે ગાંધીજી.

**પૃ૦ ૧૫૫–૫૭** ત્રણે ગીતો એક અપ્રસિદ્ધ નાટક('વિશ્વશાન્તિ' જેના એક અંકુરરૂપ હતું)નાં છે.

**પૃ૦ ૧૬૭** સર૦ મીરાં: 'જો તુમ તોડો પિયા, મૈં નહિ તોડૂં.'

**પૃ૦ ૧૭૩** પં. ૪૦ કે એના ઉરમાં ઉગતી ઉષાની પણ ભાળ ન રહી.

**પૃ૦ ૧૮૦** પં. ૧૨ આત્મામથતું તે–તે આત્માને મથે છે (૦માં મંથન જગાવે છે).

**પૃ૦ ૧૮૧** પં. ૬ સ્રીનિકૃતિ–સ્ત્રી પ્રત્યે શઠતા.

**પૃ૦ ૧૮૪** સન્ત ફ્રાન્સીસ વિશે જેકોબ વાસરમાને પોતાના 'ધ વર્લ્ડ્સ ઇલ્યુશન'માં આપેલ એક પ્રસંગ ઉપરથી. પં. ૨૯–૪૯ સર૦ સૉક્રેટીસનો એકરાર: 'મને ડાહ્યો લેખવામાં આવે છે, કેમકે મને સાંભળનારા હમેશાં કલ્પી લે છે કે બીજા કોઇમાં નથી એવું ડહાપણ મારામાં છે; પણ, હે ઍથેન્સવાસીઓ, સત્ય વાત એ છે કે પ્રભુ એકલો જ ડાહ્યો છે. અને એણે (ડેલ્ફીમાં, 'સૉક્રેટીસ કરતાં કોઈમાં વધુ ડહાપણ નથી' એવી દૈવવાણી રૂપે) આપેલા ઉત્તરથી તો એનો એ બતાવવાનો ઈરાદો છે કે માણસોના ડહાપણની કિંમત નજીવી છે અથવા તો કશી જ નથી. એને કાંઇ સૉક્રેટીસની વાત કરવી નહોતી. એણે તો મારું નામ દૃષ્ટાંત રૂપે માત્ર વાપર્યું છે; જાણે કે એમ ન કહેતો હોય કે હે મનુષ્યો તે જ ડાહ્યો છે જે સૉક્રેટીસની પેઠે જાણે છે કે તેનું ડહાપણ ખરેખર તો કશી જ વિસાત વગરનું છે'. (પ્લેટો)

**પૃ૦ ૧૮૭** પં. ૧ 'અનાસક્તિયોગ'માં અ. ૪ શ્લો. ૨૧ ઉપરની ગાંધીજીની નોંધ– 'જે સ્વેચ્છાએ ઈશ્વરનો કેદી બન્યો છે... વ૦'–ના આધારે.

# લેખકની અન્ય કૃતિઓ

**કવિતા**

વિશ્વશાંતિ : ૧૯૩૧, '૩૩, '૩૮, '૪૪
ગંગોત્રી : ૧૯૩૪, '૩૮
નિશીથ : ૧૯૩૯
ગુલે પોલાંડ : ૧૯૩૯
પ્રાચીના : ૧૯૪૪

**નાટક**

સાપના ભારા : ૧૯૩૬, '૪૫
ઉત્તરરામચરિત : અનુવાદ (હવે પછી)
શાકુન્તલ : અનુવાદ (હવે પછી)

**ટૂંકી વાર્તા**

શ્રાવણી મેળો : ૧૯૩૭
ત્રણ અર્ધું બે : ૧૯૩૮

**નવલકથા**

પારકાં જણ્યાં : ૧૯૪૦

**વિવેચન-સંશોધન**

અખો—એક અધ્યયન : ૧૯૪૧
પુરાણોમાં ગુજરાત (ભૌગોલિક ખંડ) : ૧૯૪૬

**સંપાદન**

ક્લાન્ત કવિ : ૧૯૪૨ (બાલાશંકરનાં કાવ્યો)
ગાંધીકાવ્યસંગ્રહ : ૧૯૩૭ (શ્રી. સ્નેહરશ્મિ સાથે)
સાહિત્યપલ્લવ ભાગ ૧-૨-૩ : ૧૯૪૧ ( ,, )
કાવ્યતત્ત્વવિચાર, સાહિત્યવિચાર, દિગ્દર્શન, વિચારમાધુરી ૧૯૩૯,-'૪૦,-'૪૨,-'૪૬ : આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવના ગ્રંથો (શ્રી. રા. વિ. પાઠક સાથે)

## નવા કાવ્ય સંગ્રહો

| | | | |
|---|---|---|---|
| ૧ | રવીન્દ્રવીણા | ઝવેરચંદ મેઘાણી | ૨-૮-૦ |
| ૨ | પ્રાચીના | ઉમાશંકર જોષી | ૨-૮-૦ |
| ૩ | ઉર્વશી અને યાત્રી | દુર્ગેશ શુક્લ | ૨-૮-૦ |
| ૪ | મોહબ્બતને માંડવે | ક. માણેક | ૧-૮-૦ |
| ૫ | વરદાન | સુરેશ ગાંધી | ૨-૦-૦ |
| ૬ | રાષ્ટ્રગીતો | | ૨-૦-૦ |
| ૭ | ડોલરિયો | જગદીશ નિરાણી | ૧-૪-૦ |


[illegible]
[illegible]
[illegible]

